# શ્રી હંસમુનિ નકલ

## રાગ પ્રભાત ઝુલણા.

આજ મુનિ હંસના દિવ્ય દર્શન કરી,
  હૃદય આનંદના ઓઘ ધરતુ,
સુખદ સહવાસ જે પૂર્વ કાલે કર્યો,
  તે બધા સદ્ગુણો સ્મરણ કરતુ,
સેંકડો સાધુઓ વિજય આનંદના,
  સકલ આ ભારતે સૌ વિહારી,
અધિક નિ હંસ તે સર્વમા ચળકતા,
  શુદ્ધ ચારિત્રથી જ્ઞાન ધારી   આજ (૧)
ધર્મના વીરતે વીરક્ષેત્રે થયા,
  ધર્મની ગર્જના ગુર્જરે થઈ,
હંસમુનિ કેશરી નાદના શ્રવણથી,
  હરિણ મિથ્યાત્વની શક્તિ કયા ગઈ   આજ. (૨)
પરમ પન્યાસ સંપતવિજય સાથમા,
  હંસ હર્ષે કરી વાસ કરતા,
કુસુમ કર્પૂરના સુરભના સ્નેહથી,
  સાચવી સોમગુણ આપ ધરતા   આજ (૩)
ધર્મ સંયમ તણી ઉભય પાખો ધરી,
  ભારતી ગગનમા હંસ ખેલે,
તત્વ મૌક્તિક ચણે ચતુરતાથી સદા,
  ભવ્ય માનસ વિષે રંગ રેલે   આજ (૪)
હંસ વિનોદની વાણીના ઝરણથી,
  દેવગુરૂ ધર્મના તત્વ ઝરતા,
વિમળ હૃદયે કરી સત્ર તે વાચના
  પરમ હંમો બધા સત્ય બનતા   આજ. (૫)
આવીને ભાવપુરથી દરાપુર વિષે,
  હંસમુનિ ચરણની ભેટ લીધી,
હંસ દર્શન કરી રંગ અંગે ધરી,
  નર્મદે હોશ તે પૂર્ણ કીધી   આજ. (૬)

શાસ્ત્રીજી નર્મદાશંકર દામોદર }  સંવત ૧૯૬૮
ભાવનગર દા૦ રે૦ દ }  માગશર સુદ ૧૫

# શ્રી સંમેતશિખરગિરિ સ્તવન.

( લલીત છન્દની ચાલ )

શિખર ગિરિશ ઇશ, તુમે જિણુંદ વિશ,
જાણી જગદીશ, ટાલો મુજ રિશ, (૧)

તમે દયાલ લાલ, છો જગત પાલ,
કરીને મુજ ખ્યાલ, ટાલો દુઃખ જાલ. (૨)

હે દેવનારે દેવ, ઇંદ્ર ચંદ્ર સેવ;
કરે નિત્ય મેવ, ટાલો ખોટી ટેવ (૩)

વિદ્યાપતિ છતિ, તુમે કરી મતિ;
ટાલો દુર્ગતિ માની, મુજ નતિ. (૪)

હુ અજાણુ જાણુ, તુમે પ્રભુ જયુ ભાણુ;
દ્યો દયાલનાણુ, ટાલો દુઃખ ખાણુ. (૫)

અરેરે હું અનાથ, પડીયો ભવપાથ,
પકડીમુંજ હાથ, રાખો પ્રભુ સાથ (૬)

એ અર્જ સાંભળી, એટલે મલી;
લક્ષ્મી ભલી, આય, મુજ ફલી (૭)

ઇતિ.

शांतमूर्ति मुनिराज श्री हंसविजयजी महाराज



जन्म.—वडोदरा मुनिपद —अंबाला ( पंजाब )
सं १९१४ अशाड वदी ३० सं १९३५ महा वदी ११



सद्गुरु श्रीमद् बुद्धिसागरजी सूरीश्वरेभ्यो नम ।:

# वक्तव्य.

मुरख अक्खर जे कवइं । ते सवि सुगुरु पसाय ॥
वर्ण मात्र जीणि सिखवीयुं प्रणमु तेहना पाय ॥

श्री कविवयण.

શાંતમૂર્તિ પવિત્રાત્મા મુનિમહારાજશ્રી હંસવિજ-
ય મહારાજની સુંદર રચના શૈલી યુક્ત તૈયાર કરવા
આવેલ "શ્રી સમ્મેત શિખર ગિરિમંડણ વિંશતી
: પૂજા પર વક્તવ્ય આલેખવાનું સદ્દભાગ્ય પ્રાપ્ત
બદલ આનંદ પામી તે કાર્ય પ્રતિ ઉદ્યુક્ત થતાં
', વક્તવ્યના બે હેતુ કર્તાનિ પિછાન કરાવવી અને
ની વિશિષ્ટતાનું વિવેચન કરવું જોઇએ તે આપણે
શું.

પરમોપકારી ધર્મ ધૂરંધર શ્રીમદ્ વિજયાનંદ સૂરીશ્વ-
જના સંઘાડાના ભૂષણ સમા શ્રીમાન્ હંસવિજયજી મ-
રાજ કે જેઓ ઘણાં પુસ્તકોના લેખક, ઘણી સંસ્થા-
ના સંસ્થાપક. ઉગ્રવિહારી અને પરમ શાંતવૃત્તિને
રનાર છે તેમને જૈન આલમમાં કોણ નથી પિછાનતું?
મણે છેલ્લું પુસ્તક શ્રી ગિરનાર મંડન શ્રી નેમિજિન

પૂજા પ્રસિદ્ધ કર્યું હતું, તે હિન્દી ભાષામાં હતું. પ્રસ્તુત પુસ્તક પણ હિન્દી અને ગુજરાતી ભાષામાં છે. કર્તાનો હિન્દી ભાષા પરનો કાબુ સારો હોઇ, તેમાંની ભાષા ઝડઝમક અર્થભાવ ગાંભિર્ય રસ પરિપ્લવિત્ અને રસીક છે. તેઓ એક સુંદર કવિ છે. તેમની વાણીમાં શાંતિ સાથે ભક્તિ તથા પ્રભુપ્રેમના પ્રવાહ વહે છે. પ્રભુ પુજાના પ્રસંગોની પૂજાઓમાં ઝડઝમક અને કાવ્યચમત્કૃતિ ચમકે છે. છતાંયે તે બહુ રસ પરિપુરિત હોઇ તેમાંથી પ્રભુભક્તિ અને પૂજનના પરાગો પમરી ઉઠે છે.

પૂજાઓ હમેશાં દેરાસરોમાં પ્રભુ સન્મુખજ ભણાવવામાં આવે છે. જીજ્ઞાસુ જૈન જૈનેતર ભાઇઓ બહેનો પવિત્ર બની એકાગ્ર ચિત્તે જયારે ભાવવાહિ ઉત્તમ કૃતિની પૂજાઓ ભણાવતા હોય, વાદ્યોના રણકાર, મૃદંગના મમ્કાર. ઝાંઝના ઝંકાર અને ભુંગળનાં ભાંકાર ઉઠતા હોય, પૂજા ભણાવનાર સ્વયંદેહ અને સંસાર-ભાન ભુલી ભક્તિસાગરમાં નિતાન્તમગ્ન બની ગયા હોય, અને અંતરના ભક્તિભાવના ઉલ્લાસ ચઢતી ભાવ શ્રેણિએ હોય, તે વખતે પરમાત્માના ગુણગાનમાં લીન બનેલ ભવ્યાત્મા અનેરાં કર્મોને તોડી પોતાનું સાધ્ય સાધી જાય છે. આવા પ્રભુ ગુણગાનની એકતામાં

કેટલાયે ભવ્યાત્માઓ ઉચ્ચપદ ગામી બનિ—તિર્થંકર નામકર્મ સુધી પામી ગયા છે.

અનાદિથી પરમેશ્વર છે અને તેની પૂજા પણ અનાદિથી છેજ. અમુક તિર્થંકરની અપેક્ષાએ આદિ છે એમ અપેક્ષાએ જ્ઞાનિઓ જાણે છે. જળ. ચંદન, પુષ્પ ધૂપ, દીપઃ અક્ષત. નૈવેધ, ફળ. વિગેરે પૂજાની સાધન સામગ્રી છે. અંગપૂજા, અગ્રપૂજામાં સાધનવસ્તુઓ છે તે ઉપચારે પૂજા કહેવામાં આવે છે. દ્રવ્યપૂજામાં જળાદિ સાધનમાં પૂજાનો સમાવેશ થાય છે. ભાવના શ્રદ્ધા. પ્રિતિ પ્રભુગુણ સેવના. તથા વૃત્તાદિ છંદોએ પ્રભુની સ્તવના કરવી, પ્રભુગુણગાઇ શ્રધ્ધાપૂર્વક પ્રભુની. ભકિત કરવી, પ્રભુના દ્રવ્ય અને ભાવ અતિશયોની સ્તુતિ કરવી. ઇત્યાદિ માનસિક સેવાભક્તિ શુભ પરિણામનો અને સ્તુતિ પુજામય શબ્દોનો ભાવ પૂજામાં સમાવેશ થાય છે. દ્રવ્યપૂજા અને ભાવપૂજા એ બે ભેદ પણ પ્રભુની સેવાભક્તિ રૂપ છે અને એવી સેવાભક્તિમાં મતિશ્રૂત જ્ઞાન પણ અંતરમાં જાગૃત હોય છે. તેની સાથે ચરિત્રની ભાવના પણ ઉલ્લસે છે. જ્ઞાનયોગ, ભક્તિ યોગ, કર્મયોગ, જગત્માં અનાદિ કાળથી સર્વદેશમાં અનેક રૂપે હોય છે. સાધન ભક્તિની અપેક્ષાએ ભાવ્ભક્તિના પણ અનેક ભેદ પડે છે. દરેક ધર્મમાં ભકિત

પ્રભુપ્રાપ્તિનું સાધન માનવામાં આવ્યું છે. કેટલાક મતવાળાઓ પ્રભુ પરમાત્માને સાકાર માનીને તેમની ભકિત કરે છે. મુસલમાનો અલ્લાહ ખુદાને અનંત નૂરનો દરિઓ માનીને પ્રભુની ભકિત કરે છે. વેદાંતીઓમાં કેટલાક મતવાદીઓ, રામાનુજ, રામાનંદી, મધ્વ નિંબાર્ક, વલ્લભાચાર્ય, સ્વામીનારાયણ વિગેરે પરમેશ્વરને સાકાર માને છે, અને ભકતોના ઉદ્ધાર માટે ભગવાન વારંવાર અવતાર લેછે એમ માને છે. રામાનુજ વલ્લભાચાર્ય મતવાદીઓ પરમેશ્વર સદા સાકારરૂપી રહે છે એમ માને છે. શંકરાચાર્ય વાળા વસ્તુત; પરમાત્માને નિરાકાર માને છે, અને વિવર્તવાદની દૃષ્ટિએ પરમેશ્વરનાં અમૂક પ્રતિકો કલ્પીને તેને સાકાર ઇશ્વર તરીકે માને છે. નૈયાયિકો અને વૈશેષિકો પરમેશ્વરને નિરાકાર માને છે. પતંજળીએ પાતંજળ યોગ દર્શનમાં પરમાત્માને નિરાકાર માન્યા છે, આર્ય સમાજીઓ પરમેશ્વરને નિરાકાર માને છે. ખ્રીસ્તીઓ પરમેશ્વરને સાકાર માને છે, જૈનો પરમેશ્વરને સ્યાદ્વાદ દૃષ્ટિએ સાકાર તથા નિરાકાર માને છે. જૈનો મુસલમાનો ખ્રિસ્તીઓ બૌદ્ધો અનેક દૃષ્ટિબિંદુઓની અપેક્ષાએ પ્રભુની દ્રવ્યપૂજાને માને છે. દ્રવ્ય તેજ ભાવનું કારણ છે. સાધનથી સાધ્યની પ્રાપ્તિ થાય છે. જ્યાં સુધી કેવળજ્ઞાનિ પરમાત્માઓ અઘાતિ કર્મના યોગે શરીરમાં રહેલા હોય

છે; ત્યાં સુધી તે સાકાર પરમેશ્વરો છે. અને સર્વ કર્મથી રહિત થઇ સિદ્ધ બુદ્ધ પરમાત્મા થાય છે ત્યારે તે નિરાકાર પરમેશ્વર તરીકે ગણાય છે. સાકાર પરમેશ્વરમાં અરિહંત, જીન, આચાર્ય, ઉપાધ્યાય. અને મુનિ સાધ્વીનો સમાવેશ થાય છે. અષ્ટકર્મ રહિત સર્વ શુદ્ધાત્માઓનો નિરાકાર પરમેશ્વરમાં સમાવેશ થાય છે. આત્માના અસંખ્ય પ્રદેશો અને તેમાં રહેલ અનન્તગાન જ્યોતિને અનંત નૂર–તેજસાગર કહેવામાં આવે છે જ્યાં શ્રદ્ધા પ્રીતિ છે, ત્યાં અવશ્ય પ્રતિમાપૂજા છેજ. સાકારિક પ્રેમથી સાકારની પૂજા થાય છે, અને નિરાકારના પ્રેમથી નિરાકારની પૂજા થાય છે. સાકારની પૂજા સિદ્ધ થયા બાદ નિરાકાર પ્રભુની પૂજા થઇ શકે છે. બાલજીવો સાકાર પ્રભુઓની ભક્તિ કરીને હૃદયની શુદ્ધિ કરી શકે છે. હૃદયની શુદ્ધિ થયા પછી જ્ઞાન પ્રકટે છે ને તે જ્ઞાનથી નિરાકાર પ્રભુની ધ્યાન રૂપ પૂજા થાય છે. સાકાર પૂજા એ પ્રથમ મોક્ષ માર્ગનું પગથીઉ છે. સાકાર પૂજા કરનાર સાકાર પ્રભુ. અને તેના વિયોગમાં સાકાર પ્રભુની પ્રતિમા તથા ગુરૂની પ્રતિમાનુ પૂજન કરે છે, તેની દૃષ્ટિમાં પ્રતિમામાં સાકાર પ્રભુનું સ્વરૂપ રમી રહે છે.

સાકાર પ્રભુની દ્રવ્યપૂજાના અધિકારી ગૃહસ્થો છે

અને પ્રભુની ભાવ પૂજાના અધિકારી મુનિઓ તથા ગૃહસ્થો બન્નેછે. જેવા પ્રભુમાં શુદ્ધ જ્ઞાનાદિ ગુણો છે, તેવા પોતાના આત્મામાં સત્તાથી ગુણોછે. પ્રભુની શ્રદ્ધા પ્રીતિથી પ્રભુના ગુણો પ્રાપ્ત કરવા માટે પ્રભુ પૂજાની આવસ્યકતા છે. પ્રભુની પૂજાભક્તિ કરતાં આત્મામાં રહેલા સદ્ગુણો પ્રકટે છે. અને આવરણો ટળે છે. પ્રભુના જે જે ગુણોનું બહુમાન, સ્તુતિ કરવામાં આવે છે તે તે ગુણો પોતાના આત્મામાં તિરોભાવે સત્તાએ રહેલા હોય છે. તે પ્રકટ થાય છે. પ્રભુના ગુણોનું બહુમાન પૂજા તે વસ્તુતઃ પોતાના આત્માની પૂજા છે. કારણકે તેથી પોતાના આત્માની શુદ્ધિ થાય છે અને ગુણો પ્રકટે છે.

જ્યારથી મનુષ્યો છે ત્યારથી ગમે તે ભાષામાં અનેક રીત્યા પ્રભુની સ્તુતિ દ્વારા પૂજા કરવાનો રિવાજ પ્રવર્ત્યા કરે છે. શ્રી રૂષભદેવ પ્રભુથી માંડી શ્રી મહાવીર પ્રભુની પૂજાઓ તે તે કાળમાં તે તે દેશોમાં પ્રચલિત ભાષા દ્વારા થતી હતી. પ્રભુની પૂજામાં મુખ્ય ભાવ પ્રેમભાવ હોય છે, અને તે ગમે તે ભાષા દ્વારા બહાર આવે છે. પ્રભુના ગુણોની શ્રદ્ધા પ્રીતિ ભાવનાને ભક્તો ગમે તે પ્રાકૃત ભાષા દ્વારા બહાર પ્રકટ કરે છે. જૈનો પ્રભુની પૂજા ભક્તિ છંદ અને વૃતાદિ દ્વારા પૂર્વે સંસ્કૃત ભાષા અને પ્રાકૃત ભાષા દ્વારા કરતા હતા. સોળમા વા સતરમા સૈકાથી ગુજ-

રાતી ભાષામાં પ્રભુની પૂજાઓ રચાવા લાગી. શ્રી સકલચંદજી ઉપાધ્યાયે શ્રી સત્તર ભેદી પૂજા રચી તે પહેલાંની પૂજા રચેલી ન જાણવામાં આવે ત્યાં સુધી ગુજરાતી ભાષામાં પ્રથમ પૂજાના રચયિતા શ્રી સકલચંદજી ઉપાધ્યાય ગણાવાના, તેમના પછી શ્રીમાન્ યશો વિજયજી ઉપાધ્યાય શ્રીમાન્ જ્ઞાનવિમલસૂરિ, શ્રીમાન્ વિજય લક્ષ્મિસૂરિ, શ્રીમાન્ પદ્મવિજયજી પન્યાસ શ્રીમાન્ રૂપવિજયજી પંડિત. શ્રીમાન્ વીરવિજયજી પંડિત, આચાર્ય શ્રીમાન્ વિજયાનંદસૂરિજી, પન્યાસ શ્રીમાન્ ગંભિર વિજયજી, શ્રીમાન્ બુદ્ધિસાગર સૂરિજી. શ્રીમાન્ હંસવિજયજી, શ્રીમાન્ વિજયવલ્લભ સૂરિજી, શ્રીમાન્ અજિતસાગરજીસૂરિ, વિગેરે આજ સૂધી પૂજાઓ રચનારા થયા છે.

ખરતરગચ્છ. અંચળ ગચ્છ વિગેરેમાં ગુજરાતી ભાષામાં પૂજા રચનારા અનેક સૂરિ પંડિત મુનિવરો થયા છે. અને ભવિષ્યમાં ઘણા થશે. પૂજાઓ ભણાવવામાં શ્વેતાંબર જૈનોમાં ઘણો રિવાજ છે. સર્વ પૂજાઓમાં નવપદની, વિશસ્થાનકની, નવાણુ પ્રકારની પૂજાઓ વધારે ભણાવાય છે. ઉપાધ્યાયજી શ્રી યશોવિજયજી, શ્રીમદ્ દેવચંદજી, અને જ્ઞાનવિમલ સૂરિએ ત્રણની નવે પદની સ્તુતિઓનો સંગ્રહ કરીને કોઈ માન્ય મુનિએ નવ પદ પૂજાની યોજના કરી છે. તપાગચ્છ

અને ખરતગચ્છ બંનેમાં એ નવપદની પૂજા ભણાવાય છે. શ્રી વિજયલક્ષ્મિસૂરિ કૃત વિશ સ્થાનકની પૂજાઓ જૈનોમાં ઘણી પ્રસિદ્ધ છે. વિદ્વાનો તે પુજાઓ ભણાવી ઘણા હર્ષ પામે છે. પૂર્વ પુરૂષ મુનિવરોનું અનુકરણ કરીને શ્રીમાન્ હંસવિજયજી મહારાજે પણ પૂજાઓ વિવિધ પ્રકારની બનાવી છે. સં. ૧૯૭૭ માં તેઓશ્રીએ શ્રી ગિરનાર મંડન શ્રી નેમિનાથજીની અષ્ટોતર શત પ્રકારી પૂજા હિન્દી ભાષામાં રચી પ્રકટ કરી હતી અને શ્રીમદ્ વિજયવલ્લભસૂરીજી મહારાજના શિષ્યરત્ન પન્યાસ શ્રી લલિતવિજયજીએ તેના ઉપર હિંદી ભાષામાં એક ભવ્ય પણ ટૂંક વિવેચન લખ્યું હતું જે હાલ પ્રસિદ્ધ થયેલ છે. આ પુજા પણ તેઓશ્રીએ દીર્ઘ સમય પ્રયાસ કરી તૈયાર કરી છે.

શ્રી સમ્મેત શિખર ગિરિવર એ અનંતકાળથી જૈનોના પરમ આદર અને પૂજ્યભાવને પાત્ર છે. ત્યાં અસંખ્ય સિદ્ધિપદને વર્યા છે. આ સ્થળે આવેલ મહાતિર્થ એવું તો ભવ્ય અને આલ્હાદ જનક છે કે ભલભલાઓને ત્યાં અખંડ શાંતિ અને ઉલ્લાસ મળે છે. આ તિર્થની પૂજા શ્રીમદ્ હંસવિજયજી મહારાજે અતિ પ્રયાસે રચી છે તેમાં રહેલો રસ અને ભાવના તો તે વાંચનારનેજ જડવાનાં. આખી પૂજા વીશ પુજાઓમાં

સમાય છે. આ પૂજાઓ જુદા જુદા ઉસ્તાદી રાગોમાં રચાઇ છે. તેમાં જૂદા જુદા છંદો દુહાઓ સમાવ્યા છે,અને વાજિંત્રો સાથે તે ગાવામાં ભારે લેજ્જત આવેછે.

શરૂઆતમાં

શ્રી ચંદ્રપ્રભુ જિન નમુ, ઉપગારી અરિહંત,
શિખર ગિરિપર આવીયા, કરવાને ભવ અંત. ॥૧॥

રાગની ગુથણીની બાબતમાં માત્ર પહેલી પૂજાજ લઇએ તો પ્રથમ ગીતિ છંદ—

શ્રીમત્ અજિતનાથજી, મન્મથ મથનાર લીલા એ ખરે,
કર્મ કુવલ્લિ કાપવા, ધ્યાન એહનું કાતીનું કામજ કરે. ॥૧॥

થી શરૂ કરી. કવ્વાલી, પછી સારંગ રાગ પછી

શાર્દુલ વિક્રીડિત છંદ.

જેના દર્શનથી ટળે દુખ અને દારિદ્રની દુર્દશા.
જેના વંદનથી સુવંધ મનુ જો પામે મનો વાંચ્છના.
જેના પૂજનથીજ પૂજ્ય થઇને પામે પરા સંપદા,
એવા શ્રી જગદીશ વીશજીનની પૂજો ભવિ પાદુકા. ॥૧॥

માં કાવ્ય રસ છેવટે હમેશાંનો પ્રચલીત ૐ હ્રીંશ્રીં પરમપુરૂષાય ઇ. પંક્તિઓવાળો મંત્ર પૂજાની પૂર્ણાહૂતીમાં આપ્યો છે.

આમ એક પૂજામાંજ ઘણી સુંદરતા ભરી છે.

કુલે વીશ પુજાઓમાં અનેક પ્રકારના ભક્તિરસના પ્રવાહ વહેવરાવી શ્રી હંસવિજયજી મહારાજે કલસ રચ્યો છે. આ કલસ ભાષા સાહિત્ય ઝડઝમક અને સંગીતની શૈલીએ અતિ ઉત્તમ રચ્યો છે કે તે વાંચ્યા વિના તેનો ખ્યાલ ન આવે—

કલશ.

રાગ. ગોડ મલ્હાર ત્રિતાળ.

{ ઝમઝુમ બદરવા વરસે. દામની દમકે પવન ચલે.
પાપી પપૈયા પિયુ પિયુ કરે. ઝમ. એ ચાલ.

ઝમઝુમ નિઝરણાં વરસે, શિતળ સુંદર પવન ચલે.
પાખલ પપૈયા પિયુ પિયુ કરે, ઝમઝુમ.
એ આંકણી.

વનઘટા સમા સદા રંગીલે, સમેત શિખર ગિરિ વરસે.
હર્પિત હો કેકારવ કરકે, કેકી કલાકર નાચે જીગરસે. ઝમ.
ચૈત્ય[1] ઉપર ચમકીલે કલસસેં ચપલતા ચપલતા ધરે.
છોટી છોટી બુંદાં પવનસે ઉડતી. ચતુર ચાતકકો તૃપતકરે.

---

૧ શ્રી શ્યામલા પાર્શ્વનાથજીના મુખ્ય દેવલ અને મંડપ વિગેરે ઉપર આવેલા કલશોથી.

છેવટે પ્રશસ્તીમાં શ્રીમાન્ મહારાજજીએ વડોદરાના સંઘ સહિત શ્રી સમેતશિખરજીની કરેલી યાત્રાનો ઉલ્લેખ કરી શ્રીમદ્ વિજ્યાનંદ સૂરીશ્વરજીની પાટે વિરાજેલા બે આચાર્ય જેવા કે આચાર્ય શ્રી વિજયકમલસૂરીશ્વર તથા આચાર્યશ્રી વિજયવલ્લભસૂરિજીનાં પવીત્ર નામો દાખલ કરી. એ લેખકે વડોદરાના મહારાજા શ્રીમંત સયાજીરાવની સુવર્ણ જ્યુબીલી પ્રસંગે તૈયાર કરેલી આ પુજાનો ઉલ્લેખ કરી પૂજા સમાપ્ત કરી છે. એકંદરે આ પૂજાઓ સામાન્ય બાલજીવોને પણ અતિ સરળતાથી સમજાય તેવી છતાં વિદ્વાનોનેય આનંદ આપે તેવી છે.

ભવ્યાત્માઓ તેમની પાસેથી આ પૂજાઓના ભાવને સમજી રાગો જાણી, વિધિ સમજી આ પૂજાઓ ભણાવશે તો અવશ્ય અધિક આત્મિક લાભ ઉઠાવશે.

અલમ્ વિસ્તરેણ- ૐ શાંતિ. શાંતિ. શાંતિ.

સદ્દગુરૂ શ્રી બુદ્ધિસાગર સૂરીશ્વર ચરણ કમલેષુ—

| | |
|---|---|
| વડોદરા. | તત્પાદરેણુ |
| આષાડ શુક્લ સપ્તમી | પાદરાકર. |

---

# શ્રી સંમેતશિખરની પૂજાની વિશેષ સામગ્રી

૨૧ શ્રીફળ.

૨૧ સોનૈયા અથવા રૂપૈયાદિ રોકડ નાણું.

૨૦ સોના ચાંદિ પ્રમુખના માંજેલા કલસો તીર્થોદક અથવા સ્વચ્છ પંચામૃતથી ભરેલા ૨૦ અથવા ભૃગાગદિ એક

૨૦ ચાંદિ પ્રમુખની રકેબીયો તથા ધુપધાના માંજેલાં.

૨૦ માંજેલા ફાનસો અથવા ઢાંકણાં સહિત કોડીયાં અથવા ચાદિ પ્રમુખનું એકજ ફાનસ અને એકજ ધુપધામ.

૨૦ અંગ લુહુણાં અથવા ૧.

કેસર ચંદન બરાસ કસ્તુરી વિગેરે સુગંધી વસ્તુ તથા બાદલા કટોરાદિ આંગીનો સામાન તથા ત્રિગડુમાંજીને સાફ કરેલું

જાઈ જુઈ જાસુદ ચંપા ચંબેલી ગુલાબ મોગરા કેવડાદિ વિવિધ પ્રકારનાં પુષ્પ.

દશાંગ ધુપ અથવા અગરબત્તી

દિપક વાસ્તે સુંદર સુગંધીગોધૃત.સારા માંજેલા વાસણમા ઢાંકીને રાખવું.

અખંડ ઉજ્વલ ચોખાના અથવા મોતી પ્રમુખના સાથીઆ ૨૦.

કેરી કરમદાં કમરક કેલાં દ્રાક્ષ જાયફલ પસ્તાં બદામ ચારોલી અખોડ વિગેરે વિવિધ ફલ તથા જાયફલ જાવંત્રી સોપારી ઇલાયચી આદિ

ઘારીપુરી કચોરી ઘેભર ખાજાં પેડા બરફી અમૃતી મરકી મમરા સેવો વિગેરે વિવિધ પ્રકારના નૈવેદ્ય

---

સામાન્ય વિધિથી પૂજા કરવી હોય તો વીસેપૂજામાં શક્તિ અનુસાર અષ્ટદ્રવ્ય ચઢાવવા.

# ॥ શ્રી સંમેતશિખર મંડન વિંશતિ જિન પૂજા ॥

॥ દુહા ॥

શ્રી ચંદ્રપ્રભ જિન નમું, ઉપગારી અરિહંત
શિખર ગિરિ પર આવીઆ, કરવાને ભવ અંત ॥ ૧ ॥
તે પ્રભુની પ્રતિમા ભલી. ગૃહ ચૈત્યે સુખકાર
ઉધ્યાપનની સાથમાં, સ્થાપે દુખ હરનાર ॥ ૨ ॥
સરસ શહેર વડોદરે, શેઠ જગજીવન સાર
માણેકદેવી સાથમાં, કર મહોચ્છવ ઉદાર ॥ ૩ ॥
પ્રભુ પૂજાથી પ્રાણિયો. પૂજનીય થઇ જાય
એ અનુભવથી સિદ્ધ છે. મુજને બહુ સુખદાય ॥૪॥
પ્રતિદિન જિન પૂજા થકી. શ્રદ્ધા ભાસન સાથ
ચારિત્ર રત્ન અમૂલ્યહિ, લાગ્યું મારે હાથ ॥ ૫ ॥
તે કારણ પૂજા રચું, સમરી આઠમા દેવ
ગુણ ગ્રાહી ગુણ ઊપજે, પાપ ખપે તતખેવ ॥ ૬ ॥
તેમાં પણ પેરક થયા, વૈદ બાલુભાઈ ખાસ
અષ્ટ પ્રકારી પૂજના, આપે મોક્ષ નિવાસ ॥ ૭ ॥

# શ્રી સંમેતશિખરની પૂજાની વિશેષ સામગ્રી

૨૧ શ્રીફળ.

૨૧ સોનૈયા અથવા રૂપૈયાદિ રોકડ નાણું.

૨૦ સોના ચાંદિ પ્રમુખના માંજેલા કલસો તીર્થોદક અથવા સ્વચ્છ પંચામૃતથી ભરેલા ૨૦ અથવા ભૃંગારાદિ એક.

૨૦ ચાંદિ પ્રમુખની રકેબીયો તથા ધુપધાનાં માંજેલાં.

૨૦ માજેલાં ફાનસો અથવા ઢાંકણાં સહિત કોડીયાં અથવા ચાંદિ પ્રમુખનું એકજ ફાનસ અને એકજ ધુપધામ.

૨૦ અંગ લુહણાં અથવા ૧.

કેસર ચંદન બરાસ કસ્તુરી વિગેરે સુગંધી વસ્તુ તથા બાદલા કટોરાદિ આંગીનો સામાન તથા ત્રિગડુમાંજીને સાફ કરેલું.

જાઈ જુઈ જાસુદ ચંપા ચંબેલી ગુલાબ મોગરા કેવડાદિ વિવિધ પ્રકારનાં પુષ્પ.

દશાંગ ધુપ અથવા અગરબત્તી

દિપક વાસ્તે સુંદર સુગંધીગોઘૃત.સારા માજેલા વાસણમાં ઢાંકીને રાખવું.

અખંડ ઉજ્વલ ચોખાના અથવા મોતી પ્રમુખના સાથીઆ ૨૦.

કેરી કરમદાં કમરક કેલાં દ્રાક્ષ જાયફલ પસ્તાં બદામ ચારોલી અખોડ વિગેરે વિવિધ ફલ તથા જાયફલ જાવંત્રી સોપારી એલાયચી આદિ

ઘારીપુરી કચોરી ઘેભર ખાજાં પેડા બરફી અમૃતી મરકી મમરા સેવો વિગેરે વિવિધ પ્રકારના નૈવેદ્ય

---

સામાન્ય વિધિથી પૂજા કરવી હોય તો બીજેપૂજામાં શક્તિ અનુસાર અષ્ટદ્રવ્ય ચઢાવવાં.

# ॥ શ્રી સંમેતશિખર મંડન વિંશતિ જિન પૂજા ॥

॥ દુહા ॥

શ્રી ચંદ્રપ્રભ જિન નમું, ઉપગારી અરિહંત
શિખર ગિરિ પર આવીઆ, કરવાને ભવ અંત ॥ ૧ ॥
તે પ્રભુની પ્રતિમા ભલી, ગૃહ ચૈત્યે સુખકાર
ઉદ્યાપનની સાથમાં, સ્થાપે દુખ હરનાર ॥ ૨ ॥
સરસ શહેર વડોદરે, શેઠ જગજીવન સાર
માણેકદેવી સાથમાં, કર મહોચ્છવ ઉદાર ॥ ૩ ॥
પ્રભુ પૂજાથી પ્રાણિયો, પૂજનીય થઇ જાય
એ અનુભવથી સિદ્ધ છે, મુજને બહુ સુખદાય ॥૪॥
પ્રતિદિન જિન પૂજા થકી, શ્રદ્ધા ભાસન સાથ
ચારિત્ર રત્ન અમૂલ્યહિ, લાગ્યું મારે હાથ ॥ ૫ ॥
તે કારણ પૂજા રચું, સમરી આઠમા દેવ
ગુણ ગ્રાહી ગુણ ઊપજે, પાપ ખપે તતખેવ ॥ ૬ ॥
તેમાં પણ પેરક થયા, વૈદ બાલુભાઈ ખાસ
અષ્ટ પ્રકારી પૂજના, આપે મોક્ષ નિવાસ ॥ ૭ ॥

## ॥ અથ પ્રથમ પૂજા ॥

॥ ગીતિ છંદ ॥

શ્રીમત અજિતનાથજી, મન્મથ મથનાર ધીરાએ ખરે
કર્મ કુવૃત્તિ કાપવા, ધ્યાન ખડ્ગનું કાતિનું કામજ કરે ॥૧॥

॥ કવ્વાલી ॥

વિમલ પ્રબંધમાં સાર, કહ્યું ગાંભુ ગામ મનોહાર એ ચાલ ।

---

ગુણાઃ સર્વત્ર પૂજ્યંતે, કથન એ લોક કહે ભાવે
તથાપિ જગતમાં ગુણિજન, જનોની પૂજના થાવે ॥૧॥
અટલ એ ન્યાય અનુસારી, જિનેશ્વર દેવની પ્યારી
પૂજન કરે નિત્ય નરનારી, અષ્ટવિધ દ્રવ્યને ધારી ॥૨॥
શિખર ગિરિ ધરા વીશ કેરી, પૂજા રચી ટાલું ભવ ફેરી
સફલ હોય વાંછના મેરી, કૃપા જો હોય પ્રભુ તેરી ॥૩॥

---

॥ રાગ સારંગ ॥

સમકીત આતમ ગુણ પ્રગટાના ॥ એ ચાલ ॥

---

પૂજા પ્રકરણ ગ્રંથમાં ગાવે, ઉમાસ્વાતિ વાચક ફરમાવે
॥ એ આંકણી ॥

શ્યામાચાર્ય પન્નવણાકારા, ગુરૂ તેમના તે પૂરવધર સારા
॥ પૂજા પ્રકરણ ગ્રંથમાં ગાવે ॥ ૧ ॥

વાચક વરતે વિધિ બતાવે, દાતણ પશ્ચિમ દિશામાં થાવે
॥ પૂજા પ્રકરણ ગ્રંથમાં ગાવે ॥ ૨ ॥
પૂજાકાર પૂર્વ સંમુખ ન્હાવે; ધોતિ પહેરવા ઉત્તર મુખ
જાવે ॥ પૂજા પ્રકરણ ગ્રંથમાં ગાવે ॥ ૩ ॥
પૂજા માટે શ્વેત વસ્ત્ર વખાણ્યું, સિદ્ધિકરણ પંચવર્ણનું
જાણ્યું ॥ પૂજા પ્રકરણ ગ્રંથમાં ગાવે ॥ ૪ ॥
પૂરવ ઉત્તર સન્મુખ કીજે, પૂજા નરભવ લાહોલીજે
॥ પૂજા પ્રકરણ ગ્રંથમાં ગાવે ॥ ૫ ॥
જિનવાણી અમૃત રસ પીજે, શિખર ગિરિનું ધ્યાન
ધરીજે ॥ પૂજા પ્રકરણ ગ્રંથમાં ગાવે ॥ ૬ ॥
તિહાં આવ્યા પ્રભુ અજિત જિનંદા, મુખ શોભે જસ
પૂનમ ચંદા ॥ પૂજા પ્રકરણ ગ્રંથમાં ગાવે ॥ ૭ ॥
સહસ મુનિવર સાથ સોહંદા, ચૈતર સુદિ પાંચમ સુખ
કંદા ॥ પૂજા પ્રકરણ ગ્રંથમાં ગાવે ॥ ૮ ॥
અણસણ કરી ધરી ધ્યાન અમંદા, મોક્ષ ગયા કાપી
કર્મના ફંદા ॥ પૂજા પ્રકરણ ગ્રંથમાં ગાવે ॥ ૯ ॥
જે પ્રભુ પદકજ પૂજા કરસે, હંસ પરે તે ભવજલ તરસે
॥ પૂજા પ્રકરણ ગ્રથમાં ગાવે ॥ ૧૦ ॥



॥ શાર્દૂલ વિક્રીડિત વૃત્તં ॥

જેના દર્શનથી ટળે દુખ અને દારિદ્રની દુર્દશા,
જેના વંદનથી સુવંદ્ય મનુજો પામે મનોવાંછના,

જેના પૂજનથીજ પૂજ્ય થઇને પામે પરા સંપદા
એવા શ્રી જગદીશવીશ જિનની પૂજો ભવી પાદુકા ॥૨॥



॥ મંત્ર ॥ ૐ હ્રીં શ્રીં પરમપુરૂષાય પરમેશ્વરાય જન્મ જરા મૃત્યુ નિવારણાય શ્રીમતે સંમેતશિખર ગિરિ વિભૂષણાય શ્રી અજિત જિનાય જલાદિકં યજામહે સ્વાહા ॥ ૧ ॥



## ॥ દ્વિતીય પૂજા ॥

॥ અક્ષર પંક્તિ છંદ ॥

સંભવનાથે, સૌ જન સાથે,
મિત્ર સમાની, પ્રીતિ પિછાની ॥ ૧ ॥

॥ રાગ ગૌડ સારંગ ॥

મેરો મન નંદલાલસેં અટક્યો,
મન વસ કર અલીશામ સુંદરકો, મોર મુકટકો લટકો

અથવા

દેખો માઇ અમર કુમર દો આયે ॥ એ ચાલ ॥



મેરો મન સંમેત શિખર જાઇ અટક્યો,
ભવ વન ભટક ભટક મૃગલા પરે,
પ્રભુ પસાય અબ સટક્યો ॥ મેરો૦ ॥ એ આંકણી ॥
ભૂમિ ભામિની ભાલ તિલકસમ,
વરણન હે પરવતકો, ॥ મેરો મન સંમેત શિખર૦ ॥૧॥

સંમેત શિખર કે કલ્પકી સાખે
જરા ન રાખો ખટકો ॥ મેરો મન સંમેત શિખર૦॥૨॥
વહાં શ્રી સંભવ જિનવર આયે,
લાયે મુનિ [1]દશ શતકો ॥ મેરો મન સંમેત શિખર૦॥૩॥
શૈલ રાજ પર શૈલીશી કર
કર્મરાયકો પટકયો ॥ મેરો મન સંમેત શિખર૦ ॥૪॥
અનશન કરકે મોક્ષ સધાયે
ચેત સુદિ પાંચમકો, ॥ મેરો મન સંમેત શિખર૦॥૫॥
ચોસઠ ઇંદ્ર ઉદાસ હુવે તબ
ઇંદ્રાણીએ તજ્યો લટકો ॥ મેરો મન સમેત શિખર૦॥૬॥
સંસકાર કરી થૂભ બનાઈ
ફોડ ગએ પાપ ઘટકો ॥ મેરો મન સંમેત શિખર૦॥૭॥
વહાં પર પ્રભુકી ચરણ પાદુકા
અરચા દિયે દુખ ફટકો ॥મેરો મન સમેત શિખર૦॥૮॥
જલ વિલેપન પુષ્પ ધૂપ દીપ
દિખાવે રંગકો ચટકો ॥ મેરો મન સંમેત શિખર૦॥૯॥
અક્ષત ફલ નૈવેદ્યકીપૂજા
ટાલે સબી સંકટકો ॥ મેરો મન સંમેત શિખર૦॥૧૦॥
હંસ કહે પ્રભુ અષ્ટ પ્રકારી
પૂજા ટાલે ખટપટકો ॥ મેરો મન સંમેત શિખર૦॥૧૧॥

---

૧ હજાર.

काव्यं–पूर्ववत्

मंत्र–ॐ–ह्रीँ श्री परम पुरुषाय परमेश्वराय जन्म-
जरा मृत्युनिवारणाय श्रीमते संमेतशिखर गिरिविभू-
षणाय श्री संभवनाथाय जलादिकं यजामहे स्वाहा ॥२॥

## ॥ तृतीया पूजा ॥

॥ पद्य छंदः ॥

અભિનંદન નાથને, અભિવંદન જે કરે,
તે તો હંસ તણી પરે, સંસાર સાગરે તરે ॥१॥

---

॥ રાગ પીલુ ॥

ધૂપ પૂજા અઘ ચૂરે રે ભવિકા ધૂપ પૂજા. ॥એ ચાલ॥
સમેત શિખર જયવંતરે સુજનો સમેત૦॥એ આંકણી॥
જિન મુનિ ચરણાંબુજ રજરાજી, શોભિત ગિરિગુણવંતરે
કિન્નરી કિન્નર ગંધર્વ ગણ જસ, ગાઈ ગાઇ હસંતરે
॥ સમેત શિખર જયવંતરે સુજનો૦ ॥ १ ॥
તંત્રી તાલ તંબુરા સાથે, સંગીત કરે ધરી ખંતરે,
અભિનંદન જિન સમવસર્યા તિહાં, જાણી ભવનો
અંતરે ॥ સમેત શિખર જયવંતરે સુજનો૦ ॥ २ ॥
એક હજાર મુનિની સાથે, ધ્યાન ધરી ભગવંતરે,
વૈશાખ સુદિ આઠમને દિવસે. મોક્ષ ગયા અરિહંતરે
॥ સમેત શિખર જયવંતરે સુજનો૦ ॥ ३ ॥

તે પ્રભુની પાદુકાને પખાલવા, ધર્મી કામિની કંતરે,
ગંધર્વ સીતા નાલના જલથી, ભરવા ભૃંગાર ભમંતરે
॥ સમેત શિખર જયવંતરે સુજનો૦ ॥ ૪ ॥
ઉજ્વલ ગલને ગાલ્રી ગંગાજલ, સ્વર્ણ કલશ ભરંતરે,
જિહાંથી જલને લિધું તિહાંપર, સ ખારો ઠવંતરે
॥ સમેત શિખર જયવંતરે સુજનો૦ ॥ ૫ ॥
પંચામૃતથી સ્નાત્ર કરી નિજ, ટાલે મેલ અનંતરે,
અચરિજ એહ પવિત્ર પૂજક જન, થાય પૂજાય ભદંતરે
॥ સમેત૦ ॥ ૬ ॥
તે કારણ તીર્થે જઈ પ્રાણી, છરી પાલી સેવંતરે
વિવિધ વિધાનથી પૂજા કરીને, હંસ પરે તરંતરે
॥ સમેત૦ ॥ ૭ ॥



કાવ્યં-પૂર્વવત્



મંત્ર-ૐ-હ્રીં શ્રી પરમ પુરૂષાય પરમેશ્વરાય જન્મજરા મૃત્યુ નિવારણાય શ્રીમતે સંમેતશિખર ગિરિ વિભૂષણાય શ્રી અભિનંદન જિનાય જલાદિકં યજામહે સ્વાહા ॥૩॥



# ॥ ચતુર્થ પૂજા ॥

॥ શશિવદના છંદ ॥

સુમતિ જિણંદા, સુમતિ અમંદા,
વિતરણ કારા, મન હરનારા ॥ ૧ ॥

---

રાગ ધનાશ્રી

પૂજન કરોરે આનંદી જિનંદ પદ ॥ એ ચાલ ॥

---

સમેત શિખર સુખકારા સુગુણનર સમેત શિખર૦
॥ એ આંકણી ॥

સુમતિનાથ પ્રભુ સમવસર્યા તિહાં, સુમતિ તણા
દાતારા ॥ સુગુણ નર સમેત શિખર સુખકારા ॥ ૧ ॥

મૂર્ત્તિવંત પ્રભુ અંશ સમા છે, સાથે સહસ અણગારા
॥ સુગુણ નર સમેત શિખર સુખકારા ॥ ૨ ॥

ચૈતર સુદની નોમના દિવસે, શિવ લક્ષ્મી શિરદારા
॥ સુગુણ નર સમેત શિખર સુખકારા ॥ ૩ ॥

તે પ્રભુના પગલાંને પખાલો, ભરતરાય પરે પ્યારા
॥ સુગુણ નર સમેત શિખર સુખકારા ॥ ૪ ॥

કુંદ ઇંદુ ગોક્ષીરના સરખી શ્વેત પડે જલધારા સુ૦॥૫॥

ગંગા પ્રવાહને મોતીહાર પરે.કરે [1]કલ્મષ સંહારા સુ॥૬॥

ભાવપ્રભ સૂરીશ્વરકહે કલશો,વરઘોડાથી ઉદારા સુ૦॥૭॥

જલ યાત્રા કાઢીને લાવો,ધારી સકલ શણગારા સુ૦॥૮॥

---

૧ પાપ.

રત્ન રજત પ્રમુખના સુંદર, કલશ આઠ પ્રકારા ॥સુ૦॥૯॥
હૃદય આગલ ધરનારા શોભે, હંસ પરે તરનારા સુ૦॥૧૦॥

કાવ્યં-પૂર્વવત્

મંત્ર-ૐ-હ્રીં શ્રીં પરમ પુરૂષાય પરમેશ્વરાય જન્મજરા મૃત્યુ નિવારણાય શ્રીમતે સંમેત શિખર ગિરિ વિભૂષણાય શ્રીસુમતિનાથાય જલાદિકં યજામહે સ્વાહા ॥૪॥

## ॥ પાંચમ પૂજા ॥

॥ મદલેખા છંદ ॥

શ્રી પદ્મ પ્રભુ પૂજો, તેવો દેવ ન દૂજો
જાણો એ અવિનાશી, દેખાડે સુખ રાશિ ॥ ૧ ॥

॥ રાગ દેશ ॥

આજે વિજયજય તિ વિશ્વવંદ્ય ગુરૂની કરીરે ॥એ ચાલ॥

પૂજા સમેત શિખર ગિરિ ઉપર પ્રભુની સુખકરીરે.
પૂજા સુંદર સામગ્રીથી સજવી હિતકરીરે ॥એઆંકણી॥
બહુ જિન મુનિનો મહોચ્છવ સારો. શિવગતિ ગમનને સૂચવનારો. હરિએ કીધો જોઇ જગત જયે કરીરે ॥પૂ૦॥૧॥
અચલ ધ્યાનના મિત્રને માની.
સમેત શિખર અચલને જાણી,
ધ્યાની મુનિ હુંદતા આવે ઇહાં ફરી ફરીરે ॥પૂજા૦॥૨॥

તિહાં શ્રી પદ્મ પ્રભુજી પધાર્યા,
ચોથા ધ્યાનથી કાર્ય સુધાર્યા,
ચોથા પુરૂષારથની શ્રી સાધી ખરી રે ॥ પૂજા૦ ॥ ૩ ॥
ત્રણસેં આઠ મુનિવર સાથે,
અણસણ માસનું આદર્યું નાથે,
માગસર વદ દશમી દિન મુક્તિને વરીરે ॥પૂજા૦ ॥૪॥
તિહાં નિર્વાણ કલ્યાણક સાધ્યું;
ચોસઠ ઇંદ્રે મહા પુણ્ય બાંધ્યું,
તે પ્રભુ પદ પંકજની પૂજા દુખ હરીરે ॥પૂજા૦ ॥૫॥
ચંદન ઓરસીઆ સંવાદે,
ભાવ પ્રભ કહે ઉચ્ચ નિનાદે,
સામગ્રી સજવી શુદ્ધ ભાજનમાં ભરીરે ॥પૂજા૦ ॥૬॥
કહે સુખડ [1]સુખડી સમ વચને,
કોઇ નહી શીતલતા રચને,
હું રોગી તપસી પૂજાર્થે ઉછરીરે ॥ પૂજા૦ ॥ ૭ ॥
પરવત પુત્ર ઓરસીઓ રસથી,
સૂચવે નિજ જનિ ગિરિ ઉરસથી,
મુજ વિન કેસર ચંદન પૂજા નહીં જરીરે ॥પૂજા૦॥૮॥
તું સુખડી લાકડાની કડકી,
આવડી કેમ જાય છે ભડકી
કડકી વેણ ઉચ્ચારે છે ઇર્ષા ધરીરે ॥ પૂજા૦ ॥ ૯ ॥

૧ મિઠાઇ.

પણ તુજમાં એક ગુણ છે સારો
રસ પ્રભુ અંગે ચઢે છે તારો
મુજવિણ તે નવિ હોય બરાસને સંઘરીરો ॥પૂજા૦ ॥૧૦॥
માટે આપણ બન્ને સારાં,
ધોવે પ્રમાર્જે નહિ તો નઠારાં,
પાપનું ઘર્ષણ કરવા ઘસવી સુખડીરે ॥પૂજા૦ ॥૧૧॥
ઇણી પરે સામગ્રીને સુધારી,
પૂજા કરીને અષ્ટ પ્રકારી
આતમ લક્ષ્મી પામી હંસ જાયે તરીરે ॥પૂજા૦ ॥૧૨॥

કાવ્યં-પૂર્વવત્

મંત્ર-ૐ-હ્રીં શ્રીં પરમ પુરૂષાય પરમેશ્વરાય જન્મજરા મૃત્યુ નિવારણાય શ્રીમતે સંમેત શિખર ગિરિ વિભૂષણાય શ્રીપદ્મપ્રભજિનાય જલાદિકં યજામહે સ્વાહા ॥૫॥

## ॥ અથ ષષ્ટી પૂજા ॥

॥ નગ સ્વરૂપિણી છંદ ॥

સુપાર્શ્વનાથ ને નમી, રૂપીક અશ્વને દમી
રમી નિજ સ્વરૂપમાં, પડો ન દુઃખ કૂપમાં ॥ ૧ ॥

॥ રાગ પૂર્વી ॥

અરિયે મૈંડો સબ સુખ દિનો. દૂધ પૂત ઓર અન ધન
લછમી, ઘરપાવે ગોવન રસ લીનો ॥ ૧ ॥

આજિનજી શરણ, સબ નિસ્તારણ, કૃપા કરન, મન હરન, ચરન સબ લાયક કીનો, અરિયે૦ ॥ એ ચાલ ॥

---

કરીયે પ્રેમે અરચા મજાની, સરસ દ્રવ્યને તનમન ધનથી, સમેત શિખર પર પ્રભુ પાદુકાની. ॥ એ આંકણી ॥
તીર્થ એ તારણ, કર્મ નિવારણ, શરણ કરણ, દુખ હરણ ચરણ, સુખ લાયક માની ॥ કરીયે પ્રેમે અરચા૦ ॥૧॥
નરપતિ ભરત, તીરથ અનુસરત, કૃપાકાર, મનમોદધાર ધરી હર્ષ અપાર, સંઘવી ગુણખાની ॥ કરીએ૦ ॥૨॥
સૂરિ ધનેશ્વર, નમિત નરેશ્વર, વચન આધાર, એ સત્યસાર સાથ સંઘ અપાર, યાત્રા નહી છાની ॥ કરીએ૦ ॥૩॥
મહાવદિસાતમ, તારણ આતમ, પાંચસેસાથ, આવ્યા ગિરિનાથ, પૂજે જોડી હાથ, સુપારસ જ્ઞાની ॥ કરીએ૦॥૪॥
જિન શિવ સ્થાન, મણિમય માન, કરે દેવ ભૂપ, કીર્તિ થંભ રૂપ, પ્રેમે પ્રભૂ સ્તૂપ, નમે હંસ અમાની ॥ કરીએ૦ ॥૫॥

---

કાવ્યં—પૂર્વવત્

---

મંત્ર—ૐ હ્રીં શ્રીંપરમ પુરૂપાય પરમેશ્વરાય જન્મ જરા મૃત્યુ નિવારણાય શ્રીમતે સંમેતશિખર ગિરિ વિભૂષણાય શ્રી સુપાર્શ્વનાથાય જલાદિકં યજામહેસ્વાહા ॥ ૬ ॥

---

# ॥ સાતમી પૂજા ॥

॥ વિદ્યુન્માલા છંદ ॥

ચંદ્રપ્રભુ શ્રી શાલી છે, સેવો સર્વે આભારી છે
ધ્યાતા ધ્યેયધ્યાને સારો; પ્રાણાયામે પ્રાણ પ્યારો ॥ ૧ ॥

॥ રાગ જોગી માઢ ॥

લેલી લેલી પોકારૂં વનમેં.

અથવા

હુ તો એને પતિઓાલખું છું
નિત્ય મહિ વેચવાને જવું છું ॥ એ ચાલ ॥

અષ્ટમ જિન પૂજન મન માના. ૨ ॥ એ આંકણી ॥
પંચ જ્ઞાન પ્રભુને પરૂપે, નંદિ સૂત્રમેં તાસ વખાના
॥ અષ્ટમ જિન પૂજન મન માના૦ ॥ ૧ ॥
મતિ શ્રુત અવધિ મન પરજવ, પંચમ કેવલ ગાન પ્રમાણા
॥ અષ્ટમ જિન પૂજન મન માના૦ ॥ ૨ ॥
દેવર્દ્ધિ ગણિ ક્ષમાશ્રમણકા એસા સાફ સાફ ફરમાના
॥ અષ્ટમ જિન પૂજન મન માના૦ ॥ ૩ ॥
મતિ ભેદ અઠ્ઠાવીશ સુંદર, તસ કરતાહે શાસ્ત્ર બયાના
॥ અષ્ટમ જિન પૂજન મન માના૦ ॥ ૪ ॥
શ્રોત ચક્ષુ ઘ્રાણ જીભ ફરસ, ઇંદ્રિય પાંચ છઠ્ઠા મન
ગાના ॥ અષ્ટમ જિન પૂજન મન માના૦ ॥ ૫

ગુણાકાર કરનેસેં હોવે, ભેદ ચોવિસ સમજો સ્યાણા
॥ અષ્ટમ જિન પૂજન મન માના૦ ॥ ૬ ॥
વ્યંજનાવગ્રહ ચાર પ્રકારે, મીલનેસેં અઠ્ઠાવીસ ઠાના
॥ અષ્ટમ જિન પૂજન મન માના૦ ॥ ૭ ॥
અપ્રાપ્યકારી મન નયનકા, વ્યંજનાવગ્રહ નહી હે
સુજાના ॥ અષ્ટમ જિન પૂજન મન માના૦ ॥૮॥
ઓત પાતિકી આદિ ચારોં, બુદ્ધિ જાતિ સ્મરણ મતિ
જ્ઞાના ॥ અષ્ટમ જિન પૂજન મન માના૦ ॥ ૯ ॥
વાણી વર્પા ઇસવિધ કરતે, આયે સમેત શિખર જગ
ભાના ॥ અષ્ટમ જિન પૂજન મન માના ॥૧૦॥
એક હજાર મુનિવર સાથે, ભાદરવા વદિ સાતમ
નિરવાના ॥ અષ્ટમ જિન પૂજન મન માના૦ ॥૧૧॥
ચંદ્રપ્રભ પ્રભુ પૂજા મનોહર. કીજે અષ્ટ પ્રકારી પ્રધાના
॥ અષ્ટમ જિન પૂજન મન માના૦ ॥૧૨॥
આતમ લક્ષ્મી પ્રગટ કરનેકો, [1]હંસ સાથસંપતકો લાના
॥ અષ્ટમ જિન પૂજન મન માના૦ ॥૧૩॥

કાવ્યં–પૂર્વવત્

મંત્ર–ઑ હ્રીં શ્રીપરમપુરૂષાય પરમેશ્વરાય જન્મ જરા મૃત્યુ નિવારણાય શ્રીમતે સંમેત શિખર ગિરિ વિભૂષણાય શ્રી ચંદ્રપ્રભ જિનાય જલાદિકં યજામહે સ્વાહા ॥૮॥

---

૧ ઇસમે હંસવિજયજી મહારાજકે સાથ શ્રી સંપતવિજયજીકી યાત્રા સૂચિત કીહે.

# ॥ અષ્ટમી પૂજા ॥

॥ ચંપકમાલા છંદ ॥

અંતર વૈરી ઘાતનહારા, [1]શ્રીનવમા છે દેવ ઉદારા,
ઇંદ્ર જનોચે વંદિતપાદા, તોપણ શોભે છે જિન સાદા ॥૧॥

॥ રાગ સુલતાની ત્રિતાલ ॥

રૂણક ઝુણક મોરી પાયલ બાજે ॥ એ ચાલ ॥

ઠમક ઠમક પાય ઘુંઘરૂ બાજે, મૃદંગ સુમધુર મેઘ ધ્વનિ
ગાજે ॥ એ આંકણી ॥
તાથેઇ તાથેઇ છુમછુમ છનનન, તાંડવ વાજિત્ર બાજે
॥ ઠમક ઠમક પાય ઘુંઘરૂ બાજે૦ ॥ ૧ ॥
ધારિત સુર સુંદરી શણગારા, આવતહે સબ સાજે
॥ ઠમક ઠમક પાય ઘુંઘરૂ બાજે૦ ॥ ૨ ॥
શણગારિત નરદેવ કુમારા, નાચ કરત નાવ લાજે
॥ ઠમક ઠમક પાય ઘુંઘરૂ બાજે૦ ॥ ૩ ॥
મરદલ ગુંજિત હર્ષિત લોકો, રાજે દેવ સમાજે
॥ ઠમક ઠમક પાય ઘુંઘરૂ બાજે૦ ॥ ૪ ॥
બાજત તૂર ગંભીર નિનાદો, દેવ પૂજનકે કાજે
॥ ઠમક ઠમક પાય ઘુંઘરૂ બાજે૦ ॥ ૫ ॥
ઇસવિધ નાના પ્રકાર પૂજા તે, સુવિધિનાથ પ્રભુ છાજે
॥ ઠમક ઠમક પાય ઘુંઘરૂ બાજે૦ ॥ ૬ ॥

---

૧ શ્રી સુવિધિનાથ.

સમેતશિખર હજાર રૂપિ સંગ, અણશણ કીયા મહારાજે
॥ ઠમક ઠમક પાય ઘુંઘરૂ બાજે૦ ॥ ૭ ॥
ભાદરવા વદિ નવમીકે દિન, સિદ્ધિ સૌધમેં બિરાજે
॥ ઠમક ઠમક પાય ઘુંઘરૂ બાજે૦ ॥ ૮ ॥
આતમ લક્ષ્મી રૂપ અનુપમ, હંસ નમે પાયે આજે
॥ ઠમક ઠમક પાય ઘુંઘરૂ બાજે૦ ॥ ૯ ॥



કાવ્યં—પૂર્વવત્

મંત્ર-ૐ હ્રીં શ્રી પરમપુરૂષાય પરમેશ્વરાય જન્મ જરા મૃત્યુ નિવારણાય શ્રીમતે સંમેત શિખર ગિરિ વિભૂષણાય શ્રી સુવિધિનાથાય જલાદિકં યજામહે સ્વાહા ॥ ૮ ॥



## ॥ નવમી પૂજા ॥

॥ માણવકાક્રીડ છંદ ॥

શીતલનાથ પ્રભુની, શીતલતા છે જબની
ભવ્ય તણા તાપતણી, દૂર કરે પીડ ઘણી ॥૧॥



॥ રાગ કાફી ॥

વંદે નંદકુમારં શ્રીધરણીશં બહુગુણ સારં ॥એ ચાલ॥

સેવો શીતલનાથં, શ્રી મુનિ સાથં, કરે સનાથં

ગિરિ વિખ્યાતા જગ જન ત્રાતા,
સમેતશિખર આપે સુખ શાતા ॥
મુનિ હજાર સુહાતા
આવ્યા તરવા ભવપાથં ॥ સેવો શીતલ૰ ॥ ૧ ॥

વૈશાખવદિ બીજના દિવસે,
અનંત કાલ મોક્ષે જઇ જીવસે,
અનુભવ રસડો પીવસે,
ધારી જેમ બે હાથં ॥ સેવો શીતલ૰ ॥ ૨ ॥

જાઇ જુઇને જાસુદ સારાં,
કેતકી કમલ સુગંધ ઉદારાં
હંસને લાગે પ્યારાં,
ચઢાવો ભણીને ગાથં ॥ સેવો શીતલ૰ ॥ ૩ ॥



કાવ્યં-પૂર્વવત્

મંત્ર-ૐ-હ્રીં શ્રીં પરમ પુરૂષાય પરમેશ્વરાય જન્મજરા મૃત્યુનિવારણાય શ્રીમતે સંમેતશિખરગિરિ વિભૂષણાય, શ્રીશીતલનાથાય જલાદિકં યજામહે સ્વાહા.॥૯॥



# ॥ દશમી પૂજા ॥

॥ ભુજંગ પ્રયાત છંદઃ ॥

સુવૈદ્યોપમં કર્મ રોગી જનોને,
નમસ્કાર તેવા ગુણીને કરોને
અગીયારમા દેવનાદેવ સારા,
સુવિજ્ઞાનનેત્રો તણા આપનારા ॥ ૧ ॥

॥ રાગ ઝિંદ કાફી. ॥

મુનિ જન અર્ચન શુદ્ધ મન કરરે ॥ એ ચાલ. ॥



સમેત શિખર ગિરિ પૂજન કરરે ॥ એ આંકણી ॥
ભરતરાય સંઘપતિ ઇહાં આવ્યા, યાત્રા કરી ગયા કરરે,
શત્રુંજય મહાતમ અનુસારે, જાણો ભવિ ખરેખરરે ૪
સમેતશિખર ગિરિ પૂજન કરરે૦ ॥ ૧ ॥
[1]વાર્ધકી રત્નથી દેહરાં કરાવ્યાં, વીશ જિનનાં મનોહરરે,
મહા પ્રતિષ્ઠા મહોચ્છવ ઉપર, આવે સુરાસુર નરરે ૪
સંમેતશિખર ગિરિ પૂજન કરરે૦ ॥ ૨ ॥
જલયાત્રા વરઘોડો કાઢી, રતનના કલસા ભરરે,
નિરદંભ સ્નાત્ર કરાવણહારા, ઔષધિરત્નને ધરરે;
સમેતશિખર ગિરિ પૂજન કરરે૦ ॥ ૩ ॥

---

૧ ચક્રવર્તીના મિસ્ત્રી દ્વારા

અગર કપૂર કેસર તીરથોદક, જવારાનું વારેતરરે
વસ્તુ સજી પ્રભુ પ્રતિષ્ઠા કીધી, દાનથી દારિદ્ર હરરે ૪
સંમેતશિખર ગિરિ પૂજન કરરે૦ ॥ ૪ ॥
એવા તીરથે તીર્થંકર આવ્યા, શ્રેયાંસનાથ વિચરરે
શ્રાવણ કૃષ્ણ ત્રીજના દિવસે, શૈલેશી તત્પરરે ૪
સંમેતશિખર ગિરિ પૂજન કરરે૦ ॥ ૫ ॥
એક હજાર મુનિની સાથે, અણસન કરી ગયા તરરે
હંસ કહે એવા પ્રભુને પૂજી, પહોંચીએ મોક્ષ સુઘરરે ૪
સંમેતશિખર ગિરિ પૂજન કરરે૦ ॥ ૬ ॥

કાવ્યં-પૂર્વવત્

મંત્ર-ૐ-હ્રીં શ્રી પરમપુરૂષાય પરમેશ્વરાય જન્મજરા મૃત્યુ નિવારણાય શ્રીમતે સંમેતશિખરગિરિ વિભૂષણાય શ્રીશ્રેયાંસનાથાય જલાદિકં યજામહેસ્વાહા.॥૧૦॥

## ॥ અગીઆરમી પૂજા ॥

॥ તોટક છંદ. ॥

વિમલપ્રભુથી વિમલા થઇયે;
પણ જો જિનમંદિરમાં જઇયે.

પ્રભુના પદપંકજમાં રહિયે,
શિવનાં સુખડાં સહેજે લહિયે ॥ ૧ ॥



॥ રાગ કાફી જીલ્હા. ॥

રામકો આધાર સીતા રામકો આધારરે ॥ એ



નાથકો આધાર,વિમલ નાથકો આધારારે ॥એ ચ



સગર ચક્રવર્તીં છોડી છ ખંડ ભરત સારારે.
શિખરગિરિ આકે ખુલ્લા કિયા મોક્ષ દ્વારારે॥ના૰
વિમલનાથ આયે છ હજાર મુનિ લ્હારારે,
અષાડ કૃષ્ણ સાતમકો પાયે ભવ પારારે ॥ ના૰
હેમચંદ્ર સૂરીશ્વર વચન અનુસારારે.
કથન કર દિયા હે પૂજો પાદુકા ઉદારારે ॥ ના
નંદનવન ચંદને ઘનસાર ઘસી ડારારે,
કલ્પતરૂ કુસુમસેં પૂજો પ્રભુકો પ્યારારે ॥ નાથ
પુણ્યકે અંકુર અખંડ અક્ષત શ્રીકારારે
હર હસિત સિંધુ ફેન સમ ધવલ ધારારે ॥ ના૰
પાનીદાર મુક્તાફલ હંસ ચરે ચારારે
તૈસે મોતિયોંકી સ્વસ્તિક પૂજા હિતકારારે ॥ન



કાવ્યં—પૂર્વવત્

મંત્ર-ઑઁ હ્રૉ શ્રૉ પરમ પુરૂષાય પરમેશ્વરાય જન્મ જરા મૃત્યુ નિવારણાય શ્રીમતે સંમેતશિખરગિરિ વિભૂષણાય શ્રી વિમલનાથાય જલાદિકં યજામહે સ્વાહા ॥ ૧૧ ॥



## ॥ પૂજા બારમી ॥

॥ પ્રમિતાક્ષરા છંદ. ॥

કરૂણા અનંતજિનની જબરી,
જસ આગલે જલધિની નબલી
ભરતી હતી અધિક જે સબલી,
તસ ભક્તિ ભાઇ કરજો પ્રબલી ॥ ૧ ॥



॥ રાગ વસંત ॥

મંગલ જિન નામે આનંદ ભવિકો ઘણેરા ॥એ ચાલ॥



શિખર ગિરિ સેવા આનંદ મંગલકારા,
શિખર ગિરિ૦ ॥ એ આંકણી ॥
શાંતિનાથ સુત [1]ચક્રાયુધ નૃપ, રાજરૂષીશ્વર સારા
॥ શિખર ગિરિ૦ ॥ ૧ ॥
દશ હજાર વરસ લગે સુંદર, ચારિત્ર પાલી ઉદારા
॥ શિખર ગિરિ૦ ॥ ૨ ॥

---

૧ ચક્રધર રાજા

સમેતશિખર પર અણસણ કરીને, મોક્ષ ગયા અણગારા
॥ શિખર ગિરિ૦ ॥ ૩ ॥

તિહાં અનંતનાથ પ્રભુ આવ્યા, અનંત સુખભંડારા
॥ શિખર ગિરિ૦ ॥ ૪ ॥

ચૈતર સુદિ પાંચમના દિવસે, મુનિવર સાત હજારા
॥ શિખર ગિરિ૦ ॥ ૫ ॥

ત્રેસઠ શલાકા પુરૂષ ચરિત્રે, વિદ્યમાન અધિકારા
॥ શિખર ગિરિ૦ ॥ ૬ ॥

શૈલેશી શુક્લ ધ્યાન ધરીને, પામ્યા ઇહાં ભવપારા
॥ શિખર ગિરિ૦ ॥ ૭ ॥

એ પ્રભુના પદપંકજ પૂજે, દેવ દેવી ધરી પ્યારા
॥ શિખર ગિરિ૦ ॥ ૮ ॥

પ્રભાતે વાસક્ષેપ મધ્યાને પુષ્પ સાંજે ધૂપધારા
॥ શિખર ગિરિ૦ ॥ ૯ ॥

ધૂપના ધૂમ પડલ તરંગે, પ્રિતિયે પૂજન હારા
॥ શિખર ગિરિ૦ ॥ ૧૦ ॥

હંસ કહે તે ધૂપ ઘટા પરે, ઉર્ધ્વગમન કરનારા
॥ શિખર ગિરિ૦ ॥ ૧૧ ॥



કાવ્યં-પૂર્વવત્

મંત્ર-આ હ્રૌં શ્રીં પરમપુરૂષાય પરમેશ્વરાય જન્મ જરા મૃત્યુ નિવારણાય શ્રીમતે સંમેતશિખરગિરિવિભૂષણાય શ્રીઅનંતનાથાય જલાદિકં યજામહેસ્વાહા.॥૧૨॥



## ॥ પૂજા તેરમી. ॥

॥ દોધક છંદઃ ॥

ધર્મ જિનેશ્વર ધર્મ બતાવી,
મોક્ષ ગયા સુખ ચાવી જણાવી ।
એ ઉપગાર સદા દિલ ધારી,
ભાવ ધરી નમિયે નરનારી ॥ ૧ ॥



॥ રાગ ભીમપલાસ ॥

મોરી બૈયાં તુ પકડ સખેશ સ્યામ.
કરૂણા રસ ભરે તોરે નયનસ્યામ ॥ એ ચાલ ॥



ધોરી ધરમકે ધરમ જિનેશ જાણ ।
સેવો સમેતશિખર ગિરિ ગુણકી ખાણ. ધોરી૦
॥ એ આંકણી ॥

રમણિક ચૈત્ય તતિ અતિ રાજે,
શિખરકલ્પમેં તાસ વખાણ ॥ ધોરી૦ ॥ ૧ ॥

અજિતાદિ જિનપતિ પ્રતિમા વહાં,
દેવ પૂજિત કરસો પીછાન ॥ ઘોરી૦ ॥ ૨ ॥
આડસો મુનિવર સાથ સધાયે,
વહાં પર ધર્મનાથ ભગવાન ॥ ઘોરી૦ ॥ ૩ ॥
જેઠ સુદી પાંચમ દિન પાયે,
અજર અમર અકલંક નિરવાણ ॥ ઘોરી૦ ॥૪॥
એસે પ્રભુ પદપંકજ પૂજા,
કરની નાનાવિધ વિધાન ॥ ઘોરી૦ ॥ ૫ ॥
*સુરવર રત્ન સામ્યતાકારી,
રત્ન કનક [1]કંદીલમેં ઠાણ ॥ ઘોરી૦ ॥ ૬
નેત્ર પ્રિય દીપક તતિ કરની,
અપના તિમિર મિટે અજ્ઞાન ॥ ઘોરી૦ ॥ ૭ ॥
હંસ કહે પ્રભુ દીપકપૂજા,
કેવળ લક્ષ્મીકા નિદાન ॥ ઘોરી૦ ॥ ૮ ॥



કાવ્યં-પૂર્વવત્

મંત્ર—ૐ હ્રીં શ્રીં પરમપુરૂષાય પરમેશ્વરાય જન્મ જરા મૃત્યુનિવારણાય શ્રીમતે સમેતશિખરગિરિવિભૂષણાય શ્રીધર્મનાથાય જલાદિકં યજામહે સ્વાહા.॥૧૩॥



* દેવતાઇરત્નતુલ્ય. ૧ ફાનસમા.

## ॥ ચૌદમી પૂજા ॥

॥ ઈંદ્રવજ્રા છંદ ॥

શ્રી શાંતિનાથં કૃત પાપ માથં,
ભવ્યાતમાને કરતા સનાથં ॥
જીતી મહા મોહ ધરાધનાથં,
શાંતિ પ્રસારી નમુ જોડી હાથં ॥ ૧ ॥



॥ રાગ ઠુમરી પંજાબીઠેકા ॥

કરી વિલેપન જીનવર અંગે, જન્મ સફલ ભવિજન માને.

॥ એ ચાલ ॥

ચઢી શિખરગિરિ ઉપર સ્વામી,આદિ દેવ રહ્યા શુભ ધ્યાને.

॥ એ આંકણી ॥

શિષ્યમંડલ સાથે પાવન કરી,
શિખર કર્યા તીરથ સ્થાને ॥ ચઢી૦ ॥ ૧ ॥
ચક્રિ પદ છોડી ધર્મ ચક્રિ,
શાંતિનાથ થયા જગ જાણે ॥ ચઢી૦ ॥ ૨ ॥
શાંતિ ફેલાવી ભૂમંડલમાં,
આવ્યા ગિરિ પર નહી છાને ॥ ચઢી૦ ॥ ૩ ॥
જેઠ વદિ તેરસ મુક્તિ ગયા,
નવસેં મુનિશું મન માને ॥ ચઢી૦ ॥ ૪ ॥

મૌનપણે મુખકોશ કરીને,
પૂજો પ્રભુજી એક તાને ॥ ચ૦ ॥ ૫ ॥
કદલી કમરક કરમદાં પાકાં,
કેરી કાજુકલીયા દાને ॥ ચ૦ ॥ ૬ ॥
ક્રીસમિસ કોકણી કેલાદિ ફલ
ચઢાવી તૃષ્ણા તજો ખાને ॥ ચ૦ ॥ ૭ ॥
ફલ પૂજા પ્રતિદિન કરવી નિજ,
હંસ મુક્તાફલ ચુગલાને ॥ ચ૦ ॥ ૮ ॥



કાવ્યં-પૂર્વવત્

મંત્ર—ૐ હ્રીં શ્રીંપરમપુરૂષાય પરમેશ્વરાય જન્મ-જરામૃત્યુનિવારણાય શ્રીમતે સંમેતશિખરગિરિ વિભૂષણાય શ્રીશાંતિનાથાય જલાદિકં યજામહે સ્વાહા.॥૧૪॥



## ॥ પંદરમી પૂજા ॥

॥ દ્રુત વિલંબિત છંદ. ॥

નમન થાય અમારૂ તુમારડા,
ચરણ પંકજમાં જગ હારડા ॥
ત્યજત રાજ્ય છ ખંડ નરેશ્વરા,
શિખરશેખર કુંથુ જિનેશ્વરા ॥ ૧ ॥

॥ શ્રી રાગ ॥

મંગલ પૂજા સુરતરૂ કંદ ॥ એ ચાલ ॥



ૃજિન પૂજો અષ્ટ પ્રકાર, સમેતશિખરપર ધરકે પ્યાર

॥ એ આંકણી ॥

શાહેનશાહી છ ખંડકી છોડી,
ચક્રવર્તી હો ગયે અણગાર ॥ કુંથુ૦ ॥ ૧ ॥
સમવસરણમેં વાણી પ્રકાશી,
નયગર્ભિત સુણે પરખદાબાર ॥ કુંથુ૦ ॥ ૨ ॥
સામાન્ય વિશેષગ્રાહી નૈગમ નય,
સામાન્યે સબ ઘટ એક સાર ॥ કુંથુ૦ ॥ ૩ ॥
વિશેષસેં આપ આપણા ઘટકો
પીછાની લે ન કરે કોઇ ખાર ॥ કુંથુ૦ ॥ ૪ ॥
સંગ્રહનય સામાન્યે સંગ્રહે,
વનસ્પતિમેં લિંબાદિક ડાર ॥ કુંથુ૦ ॥ ૫ ॥
કહે વ્યવહાર લિંબાદ વિશેષ વિણુ
વનસ્પતિસેં નહી વ્યવહાર ॥ કુંથુ૦ ॥ ૬ ॥
વર્તમાનગ્રાહી રૂજુસૂત્રહે,
માને ભાવ નિક્ષેપ ઉદાર ॥ કુંથુ૦ ॥ ૭ ॥
શબ્દનય ઘટ કુંભ કલશ સબ,
પરજાયકો એક ઘટ કહનાર ॥ કુંથુ૦ ॥ ૮ ॥

સમભિરૂઢ કહે ઘટ કુંભ કલસો,
પટ પરે ભિન્ન પદારથ ધાર ॥ કુંથુ૦ ॥ ૯ ॥
એવંભૂતનય જલ ભરણાદિક,
કાર્યકારક ઘટ માને શ્રીકાર ॥ કુંથુ૦ ॥૧૦॥
ભેદ એક એક નયકે સો સો,
સાતસો ભેદે નય વિસ્તાર ॥ કુંથુ૦ ॥૧૧॥
સાપેક્ષે સમકિતકારી હે,
નિરપેક્ષે મિથ્યાત પ્રચાર ॥ કુંથુ૦ ॥ ૧૨ ॥
ઇસવિધ બોધ જગતકો કરતે,
સમેત શિખર આયે જયકાર ॥ કુંથુ૦ ॥ ૧૩ ॥
વૈશાખ વદિ એકમ શિવ પાયે,
સાથે મુનિવર એક હજાર ॥ કુંથુ૦ ॥ ૧૪ ॥
આતમધ્યાન ધરત પ્રભુ હોયે,
હંસ પરે ભવસાગર પાર ॥ કુંથુ૦ ॥ ૧૫ ॥



કાવ્યં-પૂર્વવત્

મંત્ર-ૐ હ્રીં શ્રીં પરમપુરૂષાય પરમેશ્વરાય જન્મ જર મૃત્યુનિવારણાય શ્રીમતે સંમેત શિખરગિરિ વિભૂપણાય શ્રીકુંથુજિનાય જલાદિકં યજામહે સ્વાહા.॥૧૫॥



# ॥ સોલમી પૂજા ॥

॥ ઉપેંદ્રવજ્રા છંદ ॥

અમંદ માતંગ સમાન સાનં,
પરાસ્તસંપાદન સાવધાનં,
અઢારમા શ્રી અરનાથ જાણી,
નમો નમો સિંહ સમાન માની ॥ ૧ ॥



॥ નટ રાગ ॥

એક શત આઠ નાચે દેવ કુંવર કુંવરી ॥ એ ચાલ ॥



શિખર ગિરિ સેવા સારૂ નાચે કિન્નર કિન્નરી
રાયપસેણી સાખે જેમ દેવ કુમર કુમરી ॥ શિ૦॥ ૧॥
રૂપ રંગ અંગની સમાનતા સ્વીકારી
વસન ભૂષણ લાવણ્ય [૧]નિયોગ એકધારી ॥ શિ૦ ॥૨॥
હાવ ભાવ વિભ્રમ પ્રકાર કરી નાચે
અંગહાર કરતી દેવ નટ્ટી બહુ રાચે ॥ શિ૦ ॥ ૩ ॥
ઠમ ઠમોટ કરતી દેવે ઘુમ ઘુમ ઘુમ ઘુમરી
તાન માન ગાન સાથ ગાય સુંદર કુમરી ॥ શિ૦ ॥૪॥
બે પાસે વટ દેઇ પાલવ વાલુ વસ્ત્ર ઝાલી
તિલક મુગટ મસ્તકે ધરી કાંચલી કસી ચાલી ॥શિ૦॥૫॥

---

૧ નિયોગ—નાટ્યોપકરણ

એક સાથ પ્રભુ નમી શ્રેણીબંધ ઉભી
એકી સાથે વાદ્યગાન નાચમાં ન ખુભી ॥ શિ૦ ॥ ૬ ॥

ત્રણ સ્થાને શુદ્ધ ગીત કોયલનાદ જેવું
પ્રથમ હૃદય માંહેમંદ મસ્તકે ઉચ્ચ લેવું ॥ શિ૦ ॥ ૭ ॥

ઉતરતાં ગલામાં ઘોલનાથી સ્વર મીઠો
ધન્ય તે અદ્દભુત આ બનાવ જેણે દીઠો ॥ શિ૦ ॥ ૮ ॥

પૂર્વગત્ નાટ્ય વિધિ પાહુડામાં ભાખ્યું
સંપૂર્ણ સ્વરૂપ તેનું પૂર્વધરે ચાખ્યું ॥ શિ૦ ॥ ૯ ॥

સાથીયાદિ અષ્ટમંગલબદ્ધ પ્રથમ જાણો
બીજો નાટ્યવિધિ અબ્ધિ તરંગે પીછાનો ॥ શિ૦ ॥ ૧૦ ॥

ત્રીજો હાથી ઘોડા બેલ રચનાથી સારો
ચોથો ચક્રવાલ અર્ધચક્રવાલ પ્યારો ॥ શિ૦ ॥ ૧૧ ॥

ચંદ્ર સૂર્ય હંસાવલી રત્નાવલી થાવે
પાંચમો પ્રકાર દિવ્ય નાટ્યનો દેખાવે ॥ શિ૦ ॥ ૧૨ ॥

ઇત્યાદિ બત્રીસ બદ્ધ નાટ્ય અનુસારી
કિન્નરીગણ ગાય ગીત ભક્તિ જીહાં ધારી ॥ શિ૦ ॥ ૧૩ ॥

તે શિખરગિરિયે અરનાથજિન આવે
છન્નુ કોડી ગામ છોડી દીક્ષા લેઇ ભાવે ॥ શિ૦ ॥ ૧૪ ॥

એક હજાર મુનિ સાથે મોક્ષલક્ષ્મી પામ્યા
માગશર સુદિ દશમી દિન દુખડાંને વામ્યા ॥ શિ૦ ॥ ૧૫ ॥

તે પ્રભુની અષ્ટ વિધ પૂજા જેહ કરશે
હંસ પરે ભવસમુદ્ર તે તો ઝટ તરશે ।। શિ૦ ।। ૧૬ ।।



કાવ્યં–પૂર્વવત્

મંત્ર–ૐ હ્રીં શ્રીં પરમપુરૂષાય પરમેશ્વરાય જન્મ જરા મૃત્યુ નિવારણાય શ્રીમતે સમેતશિખરગિરિવિભૂષણાય શ્રી અરનાથાય જલાદિકં યજામહે સ્વાહા ।।૧૬।।



## ।। સતરમી પૂજા ।।

।। વસંતતિલકા છંદ ।।

દેવા સુરા નર નરાધિપ જે મયૂરો,
તેને ખુશી કરણ વારિદ નાદ પૂરો
શ્રી મલ્લિનાથ સમ મલ્લ ન કોઇ શૂરો,
જે મોહમલ્લ હણવા નહિ છે અધૂરો ।। ૧ ।।



।। રાગ હીંડોલ ।।

લાલ જિન કાસેરી આંખીયાને પરત ગુલાલ
વ્રજકી સખી સબ બનકે ઉમંગાઇ. કૃષ્ણે ડારત ગુલાલ
।। એ ચાલ ।।

તીર્થ તીર્થંકરકા આંખીયાંસે દેખન દેદાર
॥ એ આંકણી ॥

ઇંદ્ર ઇંદ્રાણી સબ, સાથે ઉમગાઈ,
આવત હર્ષ અપાર ॥ તીર્થ૦ ॥ ૧ ॥

જૈસે બાળપને; પ્રભુકો ઝુલાવન,
આવત હે નરનાર ॥ તીર્થ૦ ॥ ૨ ॥

સમવસરણ રચે, બાજે બજાને મચે,
સમ્મેત શિખર પર સાર ॥ તીર્થ૦ ॥ ૩ ॥

તત, વિતત, ઘન, સુષિર, સુંદર,
વાજિત્ર ભેદ હે ચાર ॥ તીર્થ૦ ॥ ૪ ॥

તત મૃદંગાદિ, વિતત વીણાદિ,
ઘન કંસિકાદિ ઉદાર ॥ તીર્થ૦ ॥ ૫ ॥

સુષિર શંખાદિ, નાદ પ્રતિનાદી,
મંગલ સૂચનકાર ॥ તીર્થ૦ ॥ ૬ ॥

પેયા[1] પીરિપીરિ[2], પણવ[3], વિપંચી[4],
પરિવાદિની[5] મનોહાર ॥ તીર્થ૦ ॥ ૭ ॥

૧. પેયા–મહતી કાહલા. ૨. પીરિપીરિકા–કોલિકપુટાવનદ્ધમુ
૩. પણવ–ભાંડપટહ–લઘુપટહોવા ૪. વિપંચી–ત્રિતંત્રી વી॰
૫. પરિવાદિની–સપ્ત તંત્રી વીણા.

ભંભા[6] હોરંભા[7], ભેરી[8] ઝલ્લરી[9],

દુંદુભિ[10] ગાજે અપાર ॥ તીર્થં૦ ॥ ૮ ॥

નંદીમૃદંગ[11], મુરૂજ[12], અરૂ મરદલ[13],

વલ્લકી[14] વાલી[15] શ્રીકાર ॥ તીર્થં૦ ॥ ૯ ॥

તુંબવીણાદિક[16] મૂલ બાજે સબ,

ગુણપચાસ પ્રકાર ॥ તીર્થં૦ ॥ ૧૦ ॥

*તાંડવ સાથ વાજિત્ર પૂજાસે,

તીર્થંકર નામ ધાર ॥ તીર્થં૦ ॥ ૧૧ ॥

તીનુ ખંડકા, રાવણ રાજા,

જાયગા મોક્ષ મઝાર ॥ તીર્થં૦ ॥ ૧૨ ॥

ઐસી ભક્તિ શિખરગિરિ પર હુઇ,

વહાં પાયે ભવ પાર ॥ તીર્થં૦ ॥ ૧૩ ॥

મલ્લિનાથ જિન પાંચસો સાધુ,

પાંચસો સાધવી લ્હાર ॥ તીર્થં૦ ॥ ૧૪ ॥

---

૬. ભંભા–ઢક્કા ૭ હોરંભા–મહાઢક્કા ૮. ભેરી–ઢક્કાકૃતિવાદ્ય ૯ ઝલ્લરી–ચર્માવનદ્ધા વિસ્તીર્ણવલયાટારા ૧૦. દુંદુભિ–ભેર્યાકારા સંકટમુખી. ૧૧. નંદીમૃદંગ–એકતઃ સંકીર્ણો અન્યત્ર વિસ્તૃતો મુરજ વિશેષ. ૧૨ મુરૂજ–મહા પ્રમાણો મર્દલ:. ૧૩. મર્દલઃ–ઉભયતઃ સમઃ ૧૪. વલ્લકી–સામાન્યતો વીણા. ૧૫. વાલી–મુખે દત્વા વાદ્યતે. ૧૬. તુંબવીણા તુંબયુક્તા યા અપ્રકટસ્ય-પ્રસિદ્ધા * અષ્ટાપદ પર.

ફાગુણ સુદિ દશમી દિન પૂજો,
અષ્ટ દ્રવ્ય લે ફાર ॥ તીર્થં૦ ॥ ૧૫ ॥
આતમલક્ષ્મી પ્રગટ કરનકો,
હંસ નમત આગગાર ॥ તીર્થં૦ ॥ ૧૬ ॥

---

કાવ્યં-પુર્વવત્

મંત્ર-ૐ હ્રીં શ્રીંપરમ પુરૂષાય પરમેશ્વરાય જન્મ જરા મૃત્યુ નિવારણાય શ્રીમતે સંમેતશિખરગિરિ વિભૂષણા શ્રી મલ્લીનાથાય જલાદિકં યજામહેસ્વાહા ॥ ૧૭ ॥



## ॥ અઢારમી પૂજા ॥

॥ સ્રગ્ધરા છંદ ॥

ભો ભો ભવ્યો ભજોને, રૂષિગણ મહિતં સુવ્રતં તીર્થનાથ
પાયું જેણે જનોને, સમવસરણમાં, દેશના દાન પાથં
જેઓ મોક્ષે પધાર્યા, ગગનચર મહા ચારણોએ નમેલા
જેને નિત્યે સ્તવેછે,સકલ ગણધરો,ઇંદ્રિયોને દમેલા ॥૧



॥ રાગ અડાનો ધ્રુપદ ॥

તેરે સોહાગકી મહીમા,મોચે વરની ન જાય ॥એ ચાલ



સમેતશિખરનો મહીમા, કોઇથી કહી ન શકાય
॥ એ આંકણી ॥

સાધુ સંગેથી અભંગ સંવેગના,
રંગે કુરંગાદિ પશુ રંગાય ॥ સમેત૦ ॥ ૧ ॥
સરલ સ્વભાવે વિમાનના નાયક,
હોઇ જ્યાં સ્વર્ગમાં જાય ॥ સમેત૦ ॥ ૨ ॥
ઇંદ્રે અર્પિત દીક્ષા સમયે,
મુનિસુવ્રત મહારાય ॥ સમેત૦ ॥ ૩ ॥
[1]પૃથ્વીમય દેવદુષ્યને ધારી,
નોમે જેઠ વદિ તિહાં સધાય ॥ સમેત૦ ॥ ૪ ॥
હજાર મુનિ મહાભાગ્ય સંગાથે.
લીધી સમાધિ ચઢાય ॥ સમેત૦ ॥ ૫ ॥
પ્રાણાયામ કરી અડગ ધ્યાન ધરી,
મુક્તિ વધુ વર થાય ॥ સમેત૦ ॥ ૬ ॥
તેવા પ્રભુની પ્રતિમા આગલ.
નાનાવિધ નૈવેદ્ય ધરાય ॥ સમેત૦ ॥ ૭ ॥
મઠરી કચોરી ઘારી ને પુરી,
વિકાનેરી મીસરી મંગાય ॥ સમેત૦ ॥ ૮ ॥
કરકરી જેસલમેરી સારી.
માલવી મરમરી થાલ ભરાય ॥ સમેત૦ ॥ ૯ ॥

---

૧ કમલાકમલ જંબૂપ્રમુખ કલ્પતરૂ જે થાય
દેવદુષ્ય પૃથ્વીમય જે તે તો પૃ૦ ગાય ॥ ૧ ॥

ભાવપ્રભસૂરિ વચનમ્

ઘુચરી જુગંધરીની ન્યારી,
ધાણી બાજરીની કરો લાય ॥ સમેત૦ ॥ ૧૦ ॥
સાંગરી મોગરી શાક સુધારી,
કચ્ચુંબરી કેરી મુખની લવાય ॥ સમેત૦ ॥૧૧॥
પાન સોપારી જાવંત્રી પ્યારી,
ઝારી પાણીની સાથે સુહાય ॥ સમેત૦ ॥૧૨॥
વાસના વિવિધ વસ્તુની મટાડવા,
ચઢાવી પદ અણાહારી મંગાય ॥ સમેત૦ ॥૧૩॥
ઇત્યાદિ અષ્ટવિધ પૂજાથી
ભવસિંધુ હંસપરે તરાય ॥ સમેત૦ ॥ ૧૪ ॥



કાવ્યં-પૂર્વવત્

મંત્ર-ૐ હ્રીં શ્રીં પરમપુરુષાય પરમેશ્વરાય જન્મ જરા મૃત્યુ નિવારણાય શ્રીમતે સંમેતશિખરગિરિ વિભૂષણાય શ્રીમુનિસુવ્રતસ્વામીને જલાદિકં યજામહે સ્વાહા ॥૧૮॥



## ॥ ઓગણીસમી પૂજા ॥

॥ હરિણી છંદઃ ॥

વદનકમલે કોટી ચંદ્રો ન સામ્ય કરી શકે,
વિકટ તપને તેજે જેના ન સૂર્ય ટકી શકે,
નમન કરવા ભાવે ભવ્યો જવું નમિનાથને,
સફલ કરવા પ્રેમે પૂજી બૅને નિજ હાથને ॥૧॥



॥ રાગ હમીર ॥ તાલ ઝબતાલ ॥ માત્રા ૧૦
ગિરધર સબહી અંગકો વાંકો, વાંકી ચાલ ચલત
ગોકુલમેં, છેલ છબીલો કાકો ॥ એ ચાલ ॥

ગિરિવર સમેત શિખર સુખકારી ॥ એ આંકણી ॥

શીલ સન્નાહ [1]સામંતસુત પર,
રૂપ્પીરાય મોહી નારી ॥ ગિરિ૦ ॥ ૧ ॥
શીલ રક્ષાર્થે રાજધાની તજી,
હિરણ્યપુરમાં પધારી ॥ ગિરિ૦ ॥ ૨ ॥
વિચારસાર રાયના મંત્રી,
થયા તિહાં સુખકારી ॥ ગિરિ૦ ॥ ૩ ॥
શત્રુરાય ચઢી આવ્યો ત્યારે,
રણાંગણે કરી સ્વારી ॥ ગિરિ૦ ॥ ૪ ॥
શાસનદેવતા સંભારતામાં,
ફુલ વૃષ્ટિ કરે ફારી ॥ ગિરિ૦ ॥ ૫ ॥
જય પામો શીલસન્નાહ કહેતાં,
શત્રુરાય ગયો હારી ॥ ગિરિ૦ ॥ ૬ ॥
બાહ્યશત્રુ જીતી અંતરંગના.
જીતવાની કરી ત્યારી ॥ ગિરિ૦ ॥ ૭ ॥
જાતિસ્મરણથી દીક્ષા પામી,
અવધિજ્ઞાની અણગારી ॥ ગિરિ૦ ॥ ૮ ॥

૧ સામત રાજાના પુત્ર ઉપર.

દેશના આપી [1]બન્ને રાય કર્યા.
દીક્ષિત સહ પરિવારી ॥ ગિરિ૰ ॥ ૯ ॥
રૂપ્પીરાયે પણ પરિવાર સાથે,
લીધું સાધ્વી પદ ધારી ॥ ગિરિ૰ ॥૧૦॥
શીલસન્નાહ મુનીશ્વર મોટા,
આલોચી પાપ અઢારી ॥ ગિરિ૰ ॥૧૧॥
મુનિસમૂહ શું સમેતશિખરે,
મોક્ષ ગયા કર્મ ઝાડી ॥ ગિરિ૰ ॥૧૨॥
તિહાં એકવિશમા નમિનાથજી,
હજાર મુનિ શું પધારી ॥ ગિરિ૰ ॥૧૩॥
વૈશાખ વદિ દશમી દિન અનશન,
કરી ઉતર્યા ભવપારી ॥ ગિરિ૰ ॥૧૪॥
તીર્થ પ્રભાવે તપ જપ પૂજા,
અલ્પ દિયે ફલ ભારી ॥ ગિરિ૰ ॥૧૫॥
તિહાં પૂજા કરશે તે તરસે,
હંસ પરે નર નારી ॥ ગિરિ૰ ॥ ૧૬ ॥



કાવ્યં–પૂર્વવત્

મંત્ર–ૐ હ્રીં શ્રીપરમપુરૂષાય પરમેશ્વરાય જન્મ જરા મૃત્યુ નિવારણાય શ્રીમતે સંમેતશિખર ગિરિ વિભૂષણાય શ્રી નમિનાથાય જલાદિકં યજામહે સ્વાહા ॥૧૯॥



૧ વિચારસાર તથા શત્રુરાજાને દીક્ષા આપી.

# ॥ વીશમી પૂજા. ॥

॥ શિખરિણી છંદ. ॥

ભજોને ભાવેથી લલિત વચને શ્રી જિનવરં,
સ્તવોને પ્રેમેથી વચન જગ જેનું હિતકરં,
સદા સેવા સારે સમવરણે કોટિ સુમનો,
બનો એવા પાર્શ્વ પ્રવર વિભુના ભક્ત સુજનો ॥૧॥

॥ રાગ જયજયવતી ત્રિતાલ ॥

કિથે રમ રહે મન મોહનરે, ઢુંઢ ફિરી મેં વનવનરે,
ઉન વિના મેકો કાહુન ભાવે, નેનન ડારે આંગણે રે
॥ એ ચાલ ॥

સમેતશિખર પૂજા સુખ ખાનીરે, દ્રવ્ય ભાવ મેરે મન
માનીરે ॥ એ આંકણી ॥

જિનવર આણા ભાવપૂજા હૈ,
કારણ તિસકા ભગતિ ઠાણીરે ॥ સમેત૦ ॥ ૧ ॥
અચિત્ત ચિંતામણિ સેવાસેં,
વંછિત ફલ હોય લ્યો પિછાનીરે ॥ સમેત૦ ॥ ૨ ॥
તૈસે પ્રભુ ભક્તિસેં કાયા,
અનુભવ રંગે હોય રંગાણીરે ॥ સમેત૦ ॥ ૩ ॥
કલિંગ દેશ નરનગર સુહાવે,
જયરથ રાજાકી રાજધાનીરે ॥ સમેત૦ ॥ ૪ ॥

આરાં વર્ષ તીરથોમેં ફીરકે;
[1]ભાવદેવ કહે રાય રાણીરે ॥ સમેત૦ ॥ ૫ ॥
સંમેતશિખરકી યાત્રા કરો તુમ,
[2]સર્વમેં મોટા તીરથ જાણીરે ॥ સમેત૦ ॥ ૬ ॥
ઉદ્‌ઘોષણા તબ રાયને કરાઇ,
યાત્રા ચલો કર મહેરબાનીરે ॥ સમેત૦ ॥ ૭ ॥
સર્વ કાર્યકે સાથ સંઘકી,
ભક્તિ કરૂં દેઈ આહાર પાનીરે ॥ સમેત૦ ॥ ૮ ॥
ઉત્કંઠિત યાત્રાકે બહુ જન,
જાણ મિલે રક્ષા મઝાનીરે ॥ સમેત૦ ॥ ૯ ॥
ચતુરંગ સેના સહિત જાકે વહાં,
યાત્રા પૂજા કીની કલ્યાણીરે ॥ સમેત૦ ॥૧૦॥
સૂરિ દેવેન્દ્ર કહે ભવ્ય પ્રાણી,
સુણો ષડાવશ્યક વાણીરે ॥ સમેત૦ ॥૧૧॥
તીર્થયાત્રાદિ પ્રભાવનાસેં હોય,
તીર્થંકરાદિ પદ કમાણીરે ॥ સમેત૦ ॥૧૨॥
વહાં પર પાર્શ્વ પ્રભુજી પધારે,
સાથ તેતીસ મુનિવર નાણીરે ॥ સમેત૦ ॥૧૩॥

---

૧. ભાવદેવનામકા શ્રાવક ૨. વીશ તિર્થંકરકે મોક્ષકી અપેક્ષાસેં.

શ્રાવણ સુદિ આઠમ દિન અનશન,
કરકે હુવે પ્રભુ નિરવાણીરે ॥ સમેત૦ ॥૧૪॥
હંસ કહે દ્રવ્ય ભાવ પૂજનસેં,
ભવસાગર તરો ભવ્ય પ્રાણીરે ॥ સમેત૦ ॥૧૫॥

કાવ્યં-પૂર્વવત્

મન્ત્ર-ૐ-હ્રીં શ્રી પરમપુરૂષાય પરમેશ્વરાય જન્મ-જરા મૃત્યુનિવારણાય શ્રીમતે સંમેતશિખરગિરિવિભૂષણાય શ્રીપાર્શ્વનાથાય જલાદિકં યજામહે સ્વાહા ॥૨૦॥



## ॥ કલશ ॥

॥ રાગ ગૌડ મલ્હાર ત્રિતાલ ॥

રૂમઝુમ બદરવા વરસે, દામની દમકે પવન ચલે,
પાપિ પપિયા પિયુ પિયુ કરે ॥ રૂમ૦ ॥ એ ચાલ ॥



રૂમઝુમ નિર્ઝરણાં વરસે, શીતલ સુંદર પવન ચલે
પાખલ પપીચા પિયુ પિયુ કરે ॥ રૂમઝુમ૦ ॥
॥ એ આંકણી ॥
[1]ઘનઘટા સમા સદા રંગિલે, સમેતશિખરગિરિવરસેં
હર્ષિત હો કેકારવ કરકે, કેકી કલાકર નાચે જીગરસેં
॥ રૂમઝુમ૦ ॥ ૧ ॥

૧ મેઘઘટા

ચત્ય ઉપર ચમકિલે કલશસેં, ચપલા ચંચલતા ધરે
છોટી છોટી બુંદાં પવનસેં ઉડતી, ચતુર ચાતકકો
તૃપત કરે ॥ રૂમઝુમ૦ ॥ ૨ ॥
*અન્યચાર દેહરીપેં સુંદર, અતિશય ધ્વજા ફડફડે
મેઘ ઘટામેં જૈસે મલપતી, બહુ બગલીયાં ગગને ચડે
॥ રૂમઝુમ૦ ॥ ૩ ॥
કમલાકર વિકશિત કમલોંસમ,શ્રીજિન ચરણે ચિત્ત કરે
વિવિધ પ્રકાર પૂજક ભવિ ભમરા, પ્રભુ પદકમલે
લય કરે ॥ રૂમઝુમ૦ ॥ ૪ ॥
મેઘાડંબર ગરજારવ સમ, નોબત અધિકી ગડગડે
શામલા પારસ ચરણકમલકા, ભવિ હંસ શરણે ખડે
॥ રૂમઝુમ૦ ॥ ૫ ॥

## ॥ પ્રશસ્તિ ॥

॥ રાગ મલ્હાર ॥

જાવો જાવો નેમિ પિયા થારી ગતિ જાનીરે ॥એ ચાલ॥

શિખરગિરિ તીરથ તારક હૈ માનીરે ॥ એ આંકણી ॥
દેવનકે દેવ વીશ, અનંત કોટિ મુનીશ
મોક્ષ ગયે વહાં પર, છોડી દુનીયા દિવાનીરે
॥ શિખર૦ ॥ ૧ ॥

* રિષભદેવ ૨ વાસુપૂજ્યસ્વામી ૩ નેમિનાથ ૪ મહાવીરસ્વામી

[1]સંમેતશિખર રાસ, વાંચને જૈસા હે ખાસ
જયવિજય કહે, એ વાત નહિ છાનીરે
॥ શિખર૦ ॥ ૨ ॥
શ્રી ચોવીશ જિનવર, એકાદશ ગણધર
ચરણ પાદુકા એક દેહરીમેં મઝાનીરે ॥ શિખર૦ ॥૩॥
[2]અડોદાકે સંઘ સાથ, યાત્રાસે હુવે સનાથ
કરે મધુવન જ્યું નંદનવન જાણી રે ॥ શિખર૦ ॥૪॥
કોઠી શ્વેતાંબર સાર, દશ જિનાલય ધાર
મેરૂ જ્યુ શિખરબંધ, શોભે સુખ ખાનીરે ॥શિખર૦॥૫॥
છ મંદિરે પાર્શ્વનાથ. દો ચૈત્યે સુપાર્શ્વનાથ
શોભે મૂલનાયક જ્યું ઝાઝમેં સુકાનીરે ॥શિખર૦॥૬॥
ચંદ્રપ્રભ સ્વામી સારા એક ચૈત્યમેં ઉદારા
દશમા દેવલે શુભ ગણધર ગ્નાનીરે ॥ શિખર૦ ॥ ૭ ॥
તપાબિરૂદ ધારક, તપાગચ્છ સુધારક
નિવારક ઢુંઢપંથ,ગુરૂ લો પિછાનીરે ॥ શિખર૦ ॥૮॥
વિજયાનંદ સૂરીશ્વર, આત્મારામ મુનીશ્વર
યુરોપાદિ પ્રજા ક્રીની, જિન ગુણ ગાનીરે ॥શિખર૦॥૯॥

---

૧ સં ૧૬૬૪ મા શ્રી જયવિજયજીએ બનાવેલો રાસ

૨ જે સંઘમા શ્રીયુત ઝવેરી ગોકલભાઇ તથા વડોદરામા ધર્માત્મા તરીકે પ્રખ્યાતિ પામેલા શ્રીમતી શ્રાવિકા વિજળીબાઇ, તથા વૈદ્ય જમનાદાસ તથા ખંભાતના શેઠ પીતાંબરદાસ સહાયક હતા તે શા. જગજીવનદાસ સુંદરજીના સંઘ સાથે

ઇનકે પ્રથમ શિષ્ય, લક્ષ્મીવિજય મુનીશ
ધર્મ દેશનાથી જાકી,વૃષ્ટિ જ્યું [1]મઘાનીરે ॥શિ૦॥૧૦॥
શિષ્યમંડલસેં સારે, મુખ્ય પટ્ટધર પ્યારે
વિજય કમલસૂરીશ્વર. કીયે નાણીરે ॥શિખર૦ ॥૧૧॥
વિજય વલ્લભસૂરિ, હજો પટ્ટધર શૂરી
-પંજાબ ગુજરાંવાલા, ગુરૂકુલ ઠાનીરે ॥ શિખર૦॥૧૨॥
પ્રવર્તક વિજયકાન્તિ, જીનોકી અદ્ભુત શાંતિ
=પ્રથમ પંન્યાસ સંપત્,વિજય સુખદાનીરે ॥શિખર૦॥૧૩॥
શહેર બડોદા ગુલજાર જહાં જિનાલય અદાર
આત્મારામ [1]જ્ઞાનગૃહ,તત્વજ્ઞાન સ્થાનીરે ॥શિખ૦॥૧૪॥
હુવા ચોમાસા ઉદાર,વિવિધ ઉત્સવ પ્રચાર
+કર[2] વસુ[8] અંક[9] ઇંદુ[1], વર્ષે રાજધાનીરે ॥શિખર૦॥૧૫॥
શ્રી સયાજી સરકાર, સુવર્ણ મહોત્સવ સાર
હુવા ઉસ સમે પૂજા, પૂજ્યકી રચાનીરે ॥શિખ૦॥૧૬॥
સમેતશિખરજીકી, રચના કરાઇ નીકી
×આદિજિનમંડલ સ્થાપકે દિલ આની રે ॥શિખ૦॥૧૭॥

---

૧.મઘા નક્ષત્રકી. –પંજાબ દેશમા આવેલા ગુજરાનવાલા શેહેરમા શ્રી આત્મારામજી મહારાજના નામથી ગુરૂકુલ સ્થાપન કરનાર.

= શ્રી આત્મારામજી મહારાજના સમુદાયમા.

૧ આત્મારામજી જ્ઞાનમંદિર + સંવત૧૯૮૨.

× વૈદ્યરાજ બાલુભાઇએ

×માધવ સુદિ છઠ સારી, કહેતા હું મેં વારંવારી
સજ્જન સુધારે ભૂલ, હોગી મહેરબાનીરે ॥શિખ૦॥૧૮॥
લક્ષ્મીવિજયજી સારા, ગુરૂ ગુણ ધરનારા
હંસ તાસ કહે પૂજા, સુણો ભવ્ય પ્રાણીરે ॥શિ૦॥૧૯॥



× વૈશાખ માસ

## મરૂદેવી માતાની સ્તુતિ ગર્ભિત.

### ॥ આદિ જિન ગીત ॥



॥ રાગ કાફી જિલ્હા ॥



મૈયાં તોર પૈયા લાગુ ભયા નામરોગ,
અપની કહત ન સુનત દેખો જોરાજોરી,
મોરીડારી ગૈયાં ઝકઝોર ॥ એ ચાલ ॥



સૈયા તોરે પૈયાં લાગુ દોનુ કરજોર ॥ એ આંકણી ॥
મરૂદેવી માતા તોરે પુતકે પસાય સેંતી,
પહેલી ગઈ મોક્ષ શુભ ઠોર ॥ સૈયા૦ ॥ ૧ ॥
સૈયા તોરે જૈસી સારી દુનીયામેં ન નિહારી,
પુત્ર વધુ દેખનકો ગઈ આગે દોર ॥ સૈયા૦ ॥ ૨ ॥
પુત્ર ન પવિત્ર ઐસા કેવલ રત્ન દેવે જૈસા,
માકો નમે હંસ કર જોર ॥ સૈયા૦ ॥ ૩ ॥



### વડોદરામાં જૈન પ્રદર્શન ખુલ્લું મુકતાં ગવાયેલું ગાયન.

॥ પદ ॥ રાગ આશાઉરી ॥



રૂષભ પ્રભુ ભવ જલ પાર ઉતાર ॥ એ ચાલ ॥



તત્વ પ્રદર્શન સાર. જૈનનુ તત્ત્વ પ્રદર્શન સાર,
જુવો તમે નર નાર જૈનનુંના એ આંકણી ॥
જન સાહિત્યના ગ્રંથો અનુપમ; શોભે અપરંપાર,
તાડપત્ર ઉપર લખેલું. ભગવતી સૂત્ર શ્રીકાર
॥ જૈનનુ૦ ॥૧ ॥
કલ્પસૂત્ર સોનેરી ચિત્રો. વાલુ અતિ મનોહાર
લીપીકૃત સોનાની શાહીથી, સાહિત્યનું શણગાર
જૈનનુ૦ ॥ ૨ ॥
નવતત્વ વૃક્ષ નવિન બન્યું છે; તત્વ બતાવનહાર
દંડક ચક્ર જોઇને ઉતરો; હંસ પરે ભવપાર
॥જૈનનુ૦ ॥ ૩ ॥



## ॥ છાણી જિનાલય સ્તવન ॥



વાગે છે વાગે છે વાગે છે દેરાસર વાજાં વાગે છે
॥ એ દેશી ॥

લાગે છે લાગે છે લાગે છે દેરાસર સુંદર લાગે છે.
છાણી ગામ તણુ દુખ ભાગે છે ॥ એ આંકણી ॥



ત્રણ શિખર સહિત તે રાજે છે, સોનેરી કલસ ત્રણ છાજે છે
તેના તેજથી તરણી લાજે છે. ॥દેરાસર૦ ॥૧॥

ધીરી ધીરી ઘંટડીયો બાજેછે, ધજા દંડ ગગનમાં ગાજેછે,
ઉચ્ચગતિ સૂચવવા કાજે છે ॥ દેરાસર૦ ॥ ૨ ॥
શાંતિનાથ ગભારે બિરાજે છે, મૂલનાયક દેવ સમાજે છે,
એ પાસે આદિનાથ ભ્રાજે છે ॥ દેરાસર૦ ॥ ૩ ॥
શીતલનાથથી ભય ભાજે છે, શાંતિનાથથી શાંતિ આજેછે
જાણે અમૃત આંખમાં આંજે છે ॥ દેરાસર૦ ॥ ૪ ॥
પાર્શ્વનાથ ભમતીમાં દીવાજેછે, સુકાની સમા શુભ ઝહાજેછે
ઉતારવાને ભવપાજે છે ॥ દેરાસર૦॥ ૫ ॥
કુંથુનાથને દેહરે સાંજે છે, આરતી ઉતરે નિર્વ્યાજે છે.
કહે હંસ વાગતે ઝાંજે છે ॥ દેરાસર૦ ॥ ૬ ॥



॥ નવકાર વાલી પદ ॥



॥ રાગ ભીમપલાસ ॥



ભલા કરે ફકીર મુર્શીદ મૌલા, અલ્લા પંઢરપુરવાલા
॥ એ ચાલ ॥



ભલા હોયગા ભજલે માલા, ટલ્લા ભવ ખાને વાલા
॥ એ આંકણી ॥



નહી લગતી કુછ દમડી કવડી, રટનેમેં પ્રભુ ગુણકાલા
માલા બનાલે ગુણકો ગા લે, છોડ કર દુનિયા ચાલા
॥ ભલા૦ ॥ ૧ ॥

સુત પ્રમુખકી ગુંથ લે માલા, ૐકાર જપલે લાલા
ૐકારમેં પંચ પરમેષ્ટી, હે માલા ગુણને વાલા
॥ ભલા૦ ॥ ૨ ॥
[1]અષ્ટોત્તર શતહે ગુણ ઇનકે, ઉતને મણકે કર વ્હાલા
હંસ કહત હૈ સુણબે પ્યારા ઘટમેં ધર લે ગુણમાલા
॥ ભલા૦ ॥ ૩ ॥

## ॥ નેમિનાથ સ્તવન ॥

॥ રાગ દરબારી કાનડો ॥

ચક્રકે ધરનહાર, ગરૂડકે અસવાર
નંદકે કુમાર, તુમેરો સંકટ નિવારોગે જું
જમલાઅર્જૂન તારે, ગજ ગ્રાહતે ઊગારે
કાલિકે નાથનહારે, તુમેરો આધાર હે જૂ. ॥એચાલ॥

---

ગુલાબ પુષ્પ માલધાર સજ્જકે શણગાર સાર.
શ્રીનેમિકુમાર,આયે કૃષ્ણ આયુધ શાલમેં જી,(આંકણી.)
સમાન વય ધારનારે; મિત્ર વર્ગ સાથ સારે
પ્રાણીકે બચાવનારે, જગતકો આધાર હેજી ॥ગુ૦॥૧॥
ધનુષ્યકા ટંકારકારે, પંચજન્ય ફુંકનારે,
ગદા કે ફીરાને વાલે, કોણ ચકિતકાર હેજી ॥ગુ૦॥૨॥
બાત સુણી આયે લ્હારે, કૃષ્ણ બલભદ્ર પ્યારે.
સમુદ્ર વિજય દુલારે, દેખે હંસ ચાલહેજી ॥ગુ૦॥૩॥

---

૧ પંચ પરમેષ્ટીના ૧૦૮ ગુણ છે.

## ૧૧ કાર્તિક પુનમ મહિમા ગર્ભિત સિદ્ધાચલ સ્ત.

**અબ મોહે ડાંગરીયાં હે જિનંદજી ॥ એ દેશી ॥**

સિદ્ધગિરિ શણુગાર, સુગુણુનર સિદ્ધગિરિ શણુગાર
દશ કોટિ અણુગાર, સુગુણુનર સિદ્ધગિરિ શણુગાર ॥
રુષભદેવના પુત્ર પનોતા દ્રવિડ નામ ભૂપાલ ॥
જેના નામથી દ્રાવિડ દેશ છે, હાલમાં કરલો ખ્યાલ સિ૦
મુખ્ય રાજધાના છે તેહની, મિથિલા અતિ મનોહાર,
તેહના રાજા પ્રપુત્ર પ્રભુના, દ્રાવિડજી સુખકાર સિ૦।
વારીખીલ્ય લઘુબાંધવ તેહના, લાખ ગામ સિરદાર,
રાજ્ય રિદ્ધિ છાંડી બંને ભાઇ, ઉતરવા ભવપાર સિ૦
ચારણ મુનિવરની શિક્ષાથી; લઇ દીક્ષા તત્કાળ,
અણુસણ કર્યું એક માસનુ સુંદર સકલ છોડી જંજાલ સિ૦।
શરદ પૂનમથી કાર્તક સુદની; પૂનમ સુધીનું સાર,
આત્મ ધ્યાન ધરી મોક્ષ સધાયા, દશ કોટી મુનિ લ્હાર સિ૦
તે કારણુ કાર્તક પૂનમનો. મહિમા અપરંપાર
મહિતલમાં વિસ્તારીયો છે બહુ મેળો ભરે નરનાર સિ૦।
વળી કાર્તકીઅઠ્ઠાઇ પરવરૂપ, દેરી ઉપર જુવોધાર ॥
પૂનમનો દિન કલશ સ્વરૂપે, સોભે મગલકાર સિ૦॥
તે દિન દાદા રૂષભદેવની, યાત્રા કરીને ઉદાર
દ્રાવિડને વારીખીલ્ય મુનિની પ્રતિમા પૂજે શ્રીકાર સિ૦॥
શત્રુંજય મહાતમમાં સુંદર એ વૃત્તાંત રસાલ.
સૂરિ ધનેશ્વરનું ફરમાવ્યું, વાચો થઇ ઉજમાલ સિ૦।
તેહ ધનેશ્વર સુરીશ્વરની, મૂત્તિ સ્થાપનકાર ॥
હંસ કહે તે મૂર્તિ પૂજો, સિદ્ધગિરિ પર સાર સિ૦॥૧
આદિજિનમંડલ પૂર્ણા તિથિએ, પૂર્ણ કરવા સંસાર
પ્રતિ પૂનમ દિન પૂજા ભણાવે, જિન ભુવને જયકાર સિ૦॥૧૧

# સમ્મેતશિખર તીર્થ સ્તોત્રમ્.

સૌ ધર્મેંદ્રા દયો દેવાઃ ત્રિદિવસ્થાન સંસ્થિતાઃ
સેવતે યં સદાતીર્થ—રાજં તસ્મૈ નમો નમઃ ॥૧॥
ચમરેંદ્ર મુખાશ્ચાપિ, કૃત્સ્ના ભુવન પાલકાઃ
સેવંતેયં સદાતીર્થ—રાજ તસ્મૈ નમો નમ. ॥૨॥
નભોમણિ નિશારત્ન—ગ્રહ નક્ષત્ર તારકાઃ
સેવંતે યં સદાત્તીર્થ—રાજ તસ્મૈ નમો નમઃ ॥૩॥
ભૂશક ચક પાણ્યાધા, મર્ત્યલોક નિવાસિન.
સેવતેયં સદાત્તીર્થ—રાજં તસ્મૈ નમો નમઃ ॥૪॥
વિંશતિ તીર્થપા યત્ર, સિદ્ધા મુનિગણાન્વિતાઃ
તત્ર સમ્મેતશૈલાદ્રૌ, ભૂયાત્સોરવ્યંમમાપ્યહો ॥૫॥



## શ્રી શિખરગિરિ ચૈત્ય વંદન.

જય જય શિખરગિરીશ ઇશ. વિશ જીનેશ્વર નામી,
અણુસણ કરીને ઇહાંકને, પંચમી ગતિ પામી ॥૧॥
બીજા પણ બહુ મુનિવરા, શિવ ગતિના ગામી;
પરમાતમ પદ પામીયા, વંદુ ।શરનામી. ॥૨॥
એ અવદાત સુણી કરી, હું એ પદકામી;
આવ્યો છું તુજ આગલે, કીમ કીજે ખામી ॥૩॥
શ્રી સ્યામલીયા પાર્શ્વનાથ, તુમે પણ દીન દયાલ;
એ અરજી સુણી માહરી, દયો નિજપદ લાલ. ॥૪॥
હું અનાથ ભમીયો ઘણુ, ન મલ્યો તુમ સમ નાથઃ
આપી પદ પોતા તણુ, રાખે નિજ સાથ. ॥૫॥
રાગ રીસ ક્રોધે ભર્યો. નિંદકને અવિવેક.
એ સઘલું ઉવેખીને, રાખો મુજ ટેક. ॥૬॥
મુજ પાપીના પાપને. દૂર કરી હજુર;
નિજ લક્ષ્મીને આપશો, આસા છે ભરપુર. ॥

વિ૦॥ ભવિ૦ (૩) સંલેખના માસની કીધીરે. વિ૦ મધુ[1] માસની તિથિ પ્રસિદ્ધિરે, વિ૦ ઉજ્વલ પંચમી શિવ લીધીરે. વિ૦ વરી અનુભવ સંપદા રીદ્ધિરે વિ॥ ભ૦ (૪) અભિનંદન જીન ઈહા આવેરે વિ૦ સાથે મુનિ સહસને લાવેરે. વિ૦ અણસણ એક માસનું ઠાવેરે વિ૦ આસન કાઉસગનું લગાવેરે. વિ૦ ભ૦ ૫ તિથિ રાધ[2] માસની સારીરે. વિ૦ શુદ આઠમ છે ઉજવાલીરે. વિ૦ વરી શિવરમણી સુખકારીરે વિ૦ હું શરણે આયો તુમારીરે વિ૦॥ ભ૦ (૬) મેઘનંદન પંચમાજાણુરે વિ૦ [°]દશસત મુનિસાથ વખાણુરે વિ૦ સંલેખના માસનું ઠાણુરે વિ૦નહિ પુણ્યવિનાએ ટાણુરે.વિ૦ભ૦(૭) ચૈત્ર સુદ નવમી પ્યારીરે. વિ૦ વરીયા સુંદર શિવ નારીરે વિ૦ પ્રભુ પદ્મપ્રભ સુવિચારીરે વિ૦ આવ્યા ઈણગિરિ પરવારીરે વિ૦(૮) ત્રણસો મુનિ આઠ સુહાવેરે વિ૦ જિન સાથે આનંદ પાવેર ભ૦વિ૦ સવી મુક્તિ નગરમા જાવેરે વિ૦ગિરિતારક એક કહાવેરે ભ૦વિ૦(૯)

## ઢાલ ત્રીજી.

(જેમ જેમ એ ગિરિ ભેટીએરે. તેમ તેમ પાપ પલાય સલુણા (એ દેશી)

શિખરગિરિ ગુણ ગાવતારે, ગુણ આવે નિજ અંગ. સુજ્ઞાની
એ આંકણી.

પાંચસો મુનિ પરિવારથીરે. નાથ સુપાર્શ્વજીણંદ, સુ૦
ફાગણવદિ સાતમદિનેરે, સિદ્ધિ ગયા સુખકંદ સુ૦ શિ૦ (૧)

ચંદ્રપ્રભજિન આઠમારે, સહસ મુનિવર સાથ; સુ૦
ભાદ્રવાવદ સાતમીદીનેરે, ગ્રહ્યો શિવવધુ હાથ સુ૦ ॥શિ૦ (૨)

સુવિધિનાથ સુહામણારે, સહસ શ્રમણની સંગ સુ૦
ભાદ્રવા સુદ નવમી ભલીરે, શિવ સુખ પામ્યા અભંગ સુ૦॥શિ (૩)

---

૧ ચત્ર ૨ વૈશાખ. ° ૧૦૦૦

# શ્રી સમેતશિખર તીર્થ સ્તવન.

દુહા.

શ્રી ગુરૂ લક્ષ્મી વિજય નમિ, તાસતણે સુપસાય;
સમેત શિખર ગિરિના ઘણા, ગુણ ગાઉં સુખદાય (૧)

( ગુજરાતી ગરબાની દેશી )

## ઢાળ પહેલી.

તુમે વહેલા ગુણી ચાલો (૨) શિખરગિરિ વંદવા,
અરે કાંઇ વંદીયાં પાપ પલાય, અરે કાંઇ ભેટીયાં
ભવ દુઃખ જાય, તુમે વહેલા૦ ( એ આંકણી )

અરે૦ તારક તીર્થ કહાય, અરે૦ ભવ ભ્રમણ મીટ જાય,
અરે૦ કર્મ કુરજ ઉડ જાય, અરે૦ સંપદા બહુ ઘિર થાય ।।તુ (૧)

અરે૦ તીર્થભુમી ફરસાય, અરે૦ અધ્યવસાય શુભ થાય,
અરે૦જીનજીજહાં વિશઆય,અરે૦અણુસણુ દીયા તિહાં ઠાય ।।તુ (૨)

અરે૦ મુનિગણુ સાથ મીલાય, અરે૦ ધર્મ શુકલ ધ્યાન ધ્યાય,
અરે૦ કર્મોકી ખાખ ઉડાય, અરે૦સિદ્ધ સિલામાં સધાય ।।તુ (૩)
અરે૦ કલ્યાણુક કહેવાય, અરે૦ વર્ણવુંછું સુખદાય,
અરે૦સુણુજયો ધ્યાન લગાય, અરે૦ સંશય સુણીને મીટાય.।।તુ (૪)

અરે૦ સદ્હણા ચિત્તલાય, અરે૦ ગિરિવર વેગે ચઢાય,
અરે૦ તો શિવરાણી રાય, અરે૦ થાવે ગિરિને પસાય. ।।તુ. (૫)

## ઢાળ બીજી.

( સીદ્ધાચલ શિખરે દીવોરે, આદીશ્વર અલબેલા છે, એ દેશી )
ભવી સમેત શિખરગિરિ સેવોરે, વિશ જીનેશ્વર સિધ્યા છે.
તુમે માનવ ભવફલ લેવોરે વિ૦ શ્રી અજીતનાથ જિન જેવારે વી૦
નહિ જિતનાર જગ તવોરે વિ૦ ભવી. (૧.)
હજાર મુનિની સંગેરે વિ૦ કરી અણુસણ ચઢતે રંગેરે. વિ૦
શુદ પંચમી ચૈતર ચંગેરે વિ૦વરીયા શિવ ઉલટ અંગેરે વિ૦ભ૦(૨)
સંભવ જીનવર સુખદાતારે વિ૦ આવ્યા ઇણુગીરી જગત્રાતારે.વિ૦
મુનિસહસ સંગ વિખ્યાતારે વિ૦ આસન કાઉસગનુ લગાતારે.

વિ૦॥ ભવિ૦ (૩) સંલેખના માસની કીધીરે. વિ૦ મધુ[1] માસની તિથિ પ્રસિદ્ધિરે, વિ૦ ઉજ્વલ પંચમી શિવ લીધીરે. વિ૦ વરી અનુભવ સપદા રીદ્ધિરે વિ॥ ભ૦ (૪) અભિનદન જીન ઈહા આવેરે વિ૦ સાથે મુનિ સહસને લાવેરે વિ૦ અણુસણ એક માસનું ઠાવેરે વિ૦ આસન કાઉસગનું લગાવેરે. વિ૦ ભ૦ ૫ તિથિ રાધ[2] માસની સારીરે વિ૦ શુદ આઠમ છે ઉજવાલીરે વિ૦ વરી શિવરમણી સુખકારીરે વિ૦ હું શરણે આયો તુમારીરે વિ૦॥ ભ૦ (૬) મેઘનંદન પચમાજાણુરે વિ૦ [3]દશસત મુનિસાથ વખાણુરે વિ૦ સલેખના માસનું ઠાણુરે વિ૦નહિ પુણ્યવિનાએ ટાણુરે.વિ૦ભ૦(૭) ચૈત્ર સુદ નવમી પ્યારીરે. વિ૦ વરીયા સુદર શિવ નારીરે વિ૦ પ્રભુ પદ્મપ્રભ સુવિચારીરે વિ૦ આવ્યા ઈણુગિરિ પરવારીરે વિ૦(૮) ત્રણુસો મુનિ આઠ સુહાવેરે વિ૦ જિન સાથે આનંદ પાવેર ભ૦વિ૦ સવી મુક્તિ નગરમાં જાવેરે વિ૦ગિરિતારક એક કહાવેરે ભ૦વિ૦(૯)

## ઢાલ ત્રીજી.

( જેમ જેમ એ ગિરિ ભેટીએરે. તેમ તેમ પાપ પલાય સલુણા (એ દેશી )

શિખરગિરિ ગુણ ગાવતારે, ગુણ આવે નિજ અગ. સુજ્ઞાની એ આકણી

પાચસો મુનિ પરિવારથીરે. નાથ સુપાર્શ્વજીણંદ, સુ૦
ફાગણવદિ સાતમદિનેરે, સિદ્ધિ ગયા સુખકર સુ૦ શિ૦ (૧)

ચદ્ર પ્રભજિન આઠમારે. સહસ મુનિવર સાથ; સુ૦
ભાદ્રવાવદ સાતમીદીનેરે, ઝાલ્યો શિવવધુ હાથ સુ૦॥શિ૦ (૨)

સુવિધિનાથ સુહામણારે, સહસ શ્રમણની સગ સુ૦
ભાદ્રવા સુદ નવમી ભલીરે. શિવ સુખ પામ્યા અભંગ સુ૦॥શિ૦ (૩)

---

૧ ચૈત્ર ૨ વૈશાખ. [3] ૧૦૦૦

શીતલજીનવર સાહયબોરે, માધવ[1] વદિ બીજ જાણ૦ સુ૦
એક હજાર મુણીંદસુરે, પામ્યા સુખ નિરવાણ૦ સુ.ાશિ૦ (૪)
સાધુ એક સરસુ રે, શ્રેયાંસ જિનવર દેવ૦ સુ૦
શ્રાવણ વદ ત્રિતીયાદિનેરે, લિધિ શિવ સ્વયમેવ૦ સુંાશિ. (૫)
[2]ષટ્શત મુનિ પરિવારસુંરે, વિમલ વિમલ કરનાર૦ સુ૦
સંલેખણા એક માસનીરે, કીધી સમતા ધાર૦ સુાશિ૦ (૬)
કૃષ્ણપક્ષ અષાઢનીરે, સાતમીયે સુખકાર૦ સુ૦
સમેતશિખર સિદ્ધિવર્યારે, પામ્યા ભવનો પાર સુ૦ાશિ૦ (૭)

## ઢાળ ચોથી.

(શિતલ નહિ છાયારે આ સંસારની. (એ દેશી)

શિતલ શુભ છાયારે શિખર ગિરીદની,
ટાલી ટેક આયારે ફોગટ ફંદની,
રૂડી એક માયારે તેહ મુણીદની,
શ્રેણીજેહ પાયારે નયનાનંદની. એ અ કણી.
અનંતનાથ જિનેશ ગિરિવર ચઢીયારે
વિકથાને નિવારીરે દુરસં સારની
સંલેખણા એક માસની પ્રભુ કીધીરે
કરનારી જાણીરે ભવનાપારની શિ૦ ટા૦ રૂ૦ શ્રેણિ૦ (૧)
સાતસો રૂડા [1]વાચયમની સાથેરે,
કર્ણને[2] લગાવ્યુંરે કાઉસગ નામનું;
ચૈત્ર માસની શુકલ પંચમી દિવસેરે,
શાશ્વત સુખ જામ્યુંરે સિદ્ધિધામનુ. શિ૦ ટા૦ રૂ૦ શ્રેણિ(૨)
મુમુક્ષુ *અષ્ટોત્તર સોસું ઈહાં આવીરે,
ધર્મના ધોરીરે અણુસણ આદરે;
જ્યેષ્ટ માસની ઉજ્વલ પંચમી દિવસેરે,

વૈશાખ *૧૦૦

સિદ્ધિ વધુ વરીયાસ્વામી સાદરે શિ૦ ટા૦ રૂ૦ શ્રેણિ૦(૩)
પ ચમાચક્રિ શાતિનાથ કહાવેરે,
તે પણ ઇહા અ વ્યારે નવસોસાથશુ.
શુક્ર[4]વદિ તેરસ દિનની જાઉ વારીરે,
શિવ સુખડુ આલ્યુંરે કેવલ હાથશું. શિ૦ ટા૦ રૂ૦ શ્રેણિ(૪)
કુંથુનાથજી છઠા ચક્રિ જાણુ રે,
સિદ્ધિ વર્યા એક હજાર મુણીદશુ;
અરજીનવર પણ તેટલા સાથે સિધ્યારે.
પ્રિતલડી લાગીરે ચક્રિ જિણ દશુ શિ૦ ટા૦ રૂ૦ શ્રેણિ(૫)
મલ્લિનાથજી પાંચશો સાથે સિધ્યારે,
ફાગણશુદ દ્વાદશીએ ભલી ભાતશુ
મુનિ સુવ્રતજીન +દશસત સાથ સિધાવેરે,
જેઠવદી નવમીએ સુખ સાતશુ. શિ૦ ટા૦ રૂ૦ શ્રેણિ(૬)
નમીનાથજી એકવિસમા ઇહાં આવેરે,
પરમાનંદ પાવેરે એક હજાર શુ,
હવે વર્ણવું શ્રી પાર્શ્વનાથ નિર્વાણરે,
સુણજ્યો તે સજન જન ઘણા પ્યારશું; શિ ટા રૂ૦ શ્રે૦(૭)

## ઢાળ પાંચમી.

( હવે નૈવેધ રસાલ પ્રભુજી આગેરે. એ દેશી )

સ મેતશિખરગિરિ ભેટતા ભવિ ભાવેરે.
કાંઇ વિપદા જાવે દૂર પ્રભુતા આવેરે;
તેવિસમા પ્રભુ પાર્શ્વ ગિરિએ સધાવેરે,
કાંઇ સાધુ શુભ તેત્રિશ સાથે લાવેરે. સમેત૦ ॥૧॥
સ લેખણા એક માસની પ્રભુ કીધિરે.
કાંઇ લેવા અતિહી ઉદાર અવિચલ રીદ્ધિરે;
કાઉસગ આસન માંહી થિર કરી દીધીરે,
કાંઇ કાયા યોગિનાથ પદવી લીધીરે સમેત૦ ॥૨॥

૧. સાધુ ૨ આસન - ૧૦૮ ૪. જ્યેષ્ટમાસ. + ૧૦૦૦.

શ્રાવણ સુદની અષ્ટમી દિન ચગેરે;
કાંઇ શિવ સુખ પામ્યા નાથ ચઢતે રંગેરે;
કયો સાદિ અનંતાનવાસ સિદ્ધની સંગેરે,
કાંઈ ગાઉં તુમગુણ આજ ઉલટ અંગેરે. સમેત૦ ॥
શ્યામલા પાર્શ્વનાથ મૂર્ત્તિ તાહરીરે,
કાંઈ જોવાની ઘણી હોસ હૈડે હાલીરે;
દ્યોદર્શન મહારાજ કરૂણા કારીરે;
કાંઇ તારણ તરણ જહાજ પદવી ધારીરે. સમેત૦ ॥૭
ઇણીપરે જગના ઇશ ઇણગિર આવ્યારે.
કાંઈ સાથે જિનજી વિશ મુનિગણ લાવ્યારે;
તે મુનિ સંખ્યા સર્વથી ફરમાવ્યારે,
કાંઈ જૈન તત્વાદર્શથી પરીભાવ્યારે; સમેત૦ ॥૫॥
સહસ પન્નર છશો વલી ભલી ભાતેરે,
કાંઈ ઉપર ઓગણપચાશ મુનિવર માતેરે,
ધન્ય તેહનો અવતાર જે ગીરી આતેરે,
કાંઇ ગાયો શ્રી ગિરિરાજ પરમ પ્રભાતેરે, સમેત૦ ॥૮॥

## કલશ.

ઇહાં પુણ્ય કારણ પાપટારણ આત્મતારણ જગ ખરો,
સંમેત શિખર ગિરીંદ શિખર તું પાપરજ હરેપરો (૧)
સંવત[1] દર્શન વર્ણ ભક્તિ ભૂમિ માસ બાહુલ[2] વરો;
શુભતિથી ત્રિતીયા શુકલ પક્ષે ગાયો ગિરિ અલવેસરો (૨)
શ્રીતપાગચ્છે પરમ સ્વચ્છે વિજ્યાનંદ સૂરીશ્વરો,
આ કાલમાં મહારાજ મહીમા દેખીને દિલમાં ઠરો (૩)
જસુરાય ગચ્છ આયનમતે પાય પડતે નરવરો
તસ શિષ્ય પંડિત લક્ષ્મીવિજયો જ્ઞાનદાયક પદધરો. (૪)
તેહતણો અંતેવાસી[3] હંસ લઘુકરે સ્તવન કરો,
શ્રીપાર્શ્વનાથ પસાય સુણીને સકલ ભવિ ભવજલ તરો (૫)

સંપૂર્ણમ્

---

૧ ([illegible]) ૨ [illegible] ૩ અંતેવાસી-[illegible]

# અથ શ્રી સમેતશિખર તીર્થાધિરાજ સ્તવન.

( અજિતુમે સુણીયોજી અજિત જિનેશ ભવોદધિપાર કિજયોજી.
( એ ચાલ )

અજી તુમે સુણીયોજી શિખરગિરીશ, અરજી હમારી તુમે
જિનવિશ (એ આંકણી)

તુમે પ્રભુરાજરીદ્ધિ સહુ ત્યાગી, આપહી આપ હુવે વરાગી;
તુમ મતિ જ્ઞાન ધ્યાનમેં લાગી, સેવક સાર કિજયોજી. ॥૧॥

તુમે પ્રભુ સયમ શુદ્ધ આરાધી, દૂર કરી નિજ આત્મ ઉપાધિ;
સર્વજ્ઞ પદવી તુમે તો સાધી, મુજ પ્રભુ જ્ઞાન દીજયોજી. ॥૨॥

સમેતશિખર પ્રભુ મોક્ષ સધાયા, ગિરિવર મહાત્મ તુમેતો વધાયા;
ઇહાં આનાતવમે દિલલાયા, મુજ પ્રભુતાર લીજયોજી. ॥૩॥

પાલણપૂરમેં આનદસૂરિકી, આણુ કરાલ કરવાલમેં લીની;
નિજકાયા નિરભય થીરકીની, આતમરામ રિજયોજી. ॥૪॥

શુભ મુહૂર્તે ચાલી ઇહાં આયો, માર્ગ માંહે બહુ ચૈત્યવંદાયો;
આબુ અચલ ભેટી સુખપાયો, આતમરાય ભિજયોજી. ॥૫॥

પાલીમેં નવલખા જુહારી, સહેર અજમેર કેસરીયા નીહાલી;
જૈપૂરકે દેવલ સુખકારી, દેખી પુણ્ય બીજયોજી. ॥૬॥

આગરા શહેર કે દેવલ પરખી, હીર ગુરૂ ઉપાશ્રય નીરખી;
અકબરસાહે કરાવી હરખી, નયનાનંદ ચિજયોજી. ॥૭॥

લશ્કર શહેર ચોમાસુ રહીયો, પાર્શ્વ પ્રભુ સેવી સુખ લહીયો;
જ્ઞાતાધર્મ કથાગા કહીયો, વાણી રસ પીજયોજી. ॥૮॥

શહેર વડોદરાવાસી જીનકો, નામ જગજીવન સુંદરનીકો;
સંઘ નિકાલ્યો ભૂવન કોટીકો, તેહથી કાજ સિજયોજી. ॥૯॥

સઘકી સાથ લશ્કરસે ચાલી, નહિ રસ્તે કોઇ ચૈત્યને ટાલી;
તે વર્ણવું વિકથા દૂર ડાલી, સેવક બાંહ્ય ગ્રહીજયોજી. ॥૧૦॥

ગુણુશીલવનમાં વીર પ્રભુકો, મંદર સરોવર બીચ ચિણ્યોરે
ક્ષત્રીકુંડમાં ત્રણ કલ્યાણક, ધાર સિદ્ધારથનંદ ગીણ્યોરે. ॥૧૩॥
કાકંદીમાં ચાર કલ્યાણક, ધાર સુવિધિ જીણંદ જચ્યોરે,
સ્વામી સુપાર્શ્વ ગરેડીમંડન. દેખતહિ જયકાર મચ્યોરે. ॥૧૪॥
રિજુવાલીકા કાંઠે જ્ઞાની, વીર થઇ સમોસરણે ગજ્યોરે,
મંદિર નવ મધુવનમાં જુહારી, દશમો શુભ ગણુધાર ભજ્યો. ॥૧૫॥

## ઢાલ ત્રીજી.

(જીન દર્શન મોહનગારા (એ ચાલ.)

સંમેત શિખર સુખકારા, મુજ લાગતહે અતિ પ્યારારે સં૦

દૂર દેશસેં મે ઇહાં આયા, મહાત્મ સુણકે તુમારા,
ગામ નગરને પરવત ઝાડી, નદીયાં નેહેરાંને ખાડારે. સં૦ ॥૧॥

એ સઘલાં લઘીને સાહેબ, આયા તુમ દરબારા,
સફલ હુવા સબ સાહેબ મેરા, દેખત તુમ દેદારારે. સ૦ ॥૨॥

માર્ગ માંહી ગિરિ નિરખત હીમેં, રોમખીલ્યો અતિક્ષારા,
પુણ્ય અંકુર તેહને માનીને, આત્મારામ કો ઠારારે. સ૦ ॥૩॥

કલીકાલે એ પરવત સેંતિ, નિકસત કનકસુ સારા,
ઔષધીયા પણ એ તીર્થમા, હોવત અતિહી ઉદારારે. સ૦ ॥૪॥

ગ્રધ્રપશીતાનાલોદકગિરિ, સ્નાન કરત ધરી ધારા,
પશુ પક્ષિ પણ સેવત અહનિશ, વૃક્ષ નમત અસરાલારે. સં૦ ॥૫॥

વિશે ટુંકે વિશ જિનેશ્વર ચરણ યુગ્મ જુહારા
ઋષભ નેમિ વાસુપૂજ્ય શ્રી વીરકી; દેહરી તીહાં શુભ ચારારે ॥૬॥

બિચમેં સ્યામલા પાર્શ્વ બિરાજે, ગિરિ મુગટ મનોહારા.
દેખતહી આનંદ હુવો મુજ, માનત હું ભવ પારારે. સ૦ ॥૭॥

કાલકરાલ પડયો મુજ કેડે. હજુઅ ન છોડત લાહારા,
અબતુમ નાથ પસાય સેંતિ મુજ; બાજસે જીત નગારારે સં૦ ॥૮॥

---

૧ મહારાજશ્રી હંસવિજયજીના સદુપદેશથી ધર્મશાળા પાસે નવીન દેરાસર બન્યુ

## કલશ.

[1]સંવત દર્શન વેદનંદને ઇંદુ માધ ઉજ્વલવરો:
શુભતિથિ રાકા[2]સાર દિવસે ભેટયો ગિરિ અલવેસરો,
તપગચ્છ નભમાં દિનમણિ આનંદસૂર આનદ ધરો:
તસુ શિષ્ય નાયક લક્ષ્મિવિજયો હંસ તસ સ્તવન કરે, ૧

## શ્રી શિખરગિરિ સ્તવન. ૩

રાગ હોરી

(એસી વિધ તેને પાઘરે કધુ કરણી કરજા (એ ચાલ)

શિખરગિરિ સુખકારીરે જાણુો વીશ જિણંદા શિ. એ આંકણી
સાધુ સમુહ સહિત ઇહાં આવી સિધ્યા અણુસણુ પાલીરે,
ટાલી ભવફંદા; શિ૦ ॥૧॥ ચાક્રિ સગર છ ખંડ સુખ છાંડી.
મુક્ત વર્યા ઇહાં પ્યારીરે, મહા મોટા મુણીંદા, શિ૦ ॥૨॥
શાતિનાથ સૂત રાજઋષીશ્વર, તે પણુ રાજ્યને ટાલીરે, ઇહાં
હુવા યોગીંદા; શિ૦ ॥૩॥ ઇત્યાદિક બહુ મુનિવર મોટા, પામ્યા
ઇહાં ભવપારીરે, હુવા શાત જય ચંદા, શિ૦ ॥૪॥ રાય ધન-
પતસિંહ બહાદુર અંગના, રાણી મિના કુમારીરે; ધારી હર્ષ
અમંદા; શિ૦ ॥૫॥ સંઘ સહિત સ્યામલા જિનપૂજી, હિરા-
જડીત સુપારીરે, માની સુરતરૂકંદા; શિ૦॥૬॥ મુકતાફલ સ્વસ્તિ-
કકે ઉપર, અતિ ઉત્તમ ફલ ધારીરે,તસ હંસ ઠરંદા; શિ૦॥૭॥

## શ્રી શિખરગિરિ સ્તુતિ.

શિખરગિરિ મહારાજ બીરાજે; સિંહ પરે સ્યામલા જિનછાજે;
દેખી કર્મ કરી[1] ભાજે; રિષભ નેમિ વાસુ પૂજ્ય શ્રીવીર
વર્જિત વીશ જિનેશ્વર ધીર; ઇણગિરિ ગયા ભવતીર;
જિન શાસ્ત્રે એ તીર્થ છે સાચું. વર્ણવીયું દેખી દિલ રાચું.
પ્રગટ પરમપદ જાચું. સમ્યગ્‌દ્રષ્ટિ સુર બહુ સેવે;
સંઘના સંકટ દૂર કરેવે, નિજ લક્ષ્મી ફલ લેવે. ૧

ઇતિ

---

૧. સંવત (૧૯૪૬) ૨ મહાસુદિ ૧૫ ૧ હાથી